# કાયસ્થ કુલદિપક *

——○—— ૨૫૪૧

સંસ્કૃતપરથી ભાષાંતર કરી.

છપાવી.

પ્રસિદ્ધ કરનાર.

સ્વસ્થાન રાજપીપળા મુકામ.

નાંદોદ.

બક્ષી.

પુરશોતમલાલ વૃજલાલ હાલ મુકામ.

શકે ૧૮૦૭ વડોદરા સન ૧૮૮૫

..................................

કીંમત રૂ૦—૧—૦

# પ્રસ્તાવના

મારા સુજ્ઞ જ્ઞાતિ ગૃહસ્થો હાલના ચાલતા સુધારાને લીધે સારી રીતે વિદ્યાભ્યાસથી વાકેફ થઇ કેટલા એક કુધારા જ્ઞાતિમાંથી કહાડીને કેટલો એક સુધારો કર્યો, તેથી હાલમાં આપણી જ્ઞાતિમાંથી ઘણા એક નઠારા ચાલ નીકળી ગયા છે. તે જોઇને તથા સાંભળીને જીવને ઘણોજ સંતોષ ઉત્પન્ન થાય છે. એજ રીતે હમેશાં લક્ષ રાખી આપણી જ્ઞાતિમાંથી પૂર્વેથી જનોઇ વિગરેનો ચાલ બંધ પડી ગયેલો નહિ છતાં હાલ મતાંતર થયેથી કેટલેક ઠેકાણે બંધ પડી ગયોછે; એટલુંજ નહિ પણ દશ સંસ્કાર જન્માદિ મર્ણ પર્યંત પુર્ણ કરવા, તથા સંધ્યા, ગાયત્રી વિગરે મંત્રાદિ વેદોક્ત કર્મ કરવાં યજ્ઞ યાગાદિ વેદોક્ત મંત્રે કરીને કરવાં, શ્રીમદ્‌ભગવત ગીતાનો પાઠ કરવો, શ્રીમદ્‌ભાગવત ધર્મથી વર્તણુંક કરવી, એ વિગરે પરાપૂર્વેથી ચાલુ આવેલી રીતનો કેટલોક ભાગ હાલમાં વિસર્જ થયો છે. તેથી કેટલા એક સદ્‌ગૃહસ્થો

યજ્ઞોપવીત રહીત થયાછે. તેથી વેદોક્ત કર્મથી ર-
હીત થઇને જે શુદ્રનેવાસ્તે પુરાણોક્ત કર્મ કહેલુંછે
તેનો અંગીકાર કરેલો જોવામાં આવેછે, ને આપણા
ક્ષત્રિ ધર્મનો લોપ થતો જાયછે, તેથી જ્ઞાતિમાં સંપ-
નો અભાવ થઈને અનેક મતો ઉત્પન્ન થાયછે. તે ન
થવા વિષે સર્વે સદ્‌ગૃહસ્થો તરફથી બનતી કોશીશ
થાય તો સારૂં. જે બ્રાહ્મણ હાલમાં પોતાના પૂર્વેના
વર્ગ ઉપરથી ઓળખાયછે તેમના શુકલ એટલે ગોર
આપણામાંના કેટલાએક સદ્‌ગૃહસ્થોની દક્ષણા લેતા
નથી, ને તે લોક પોતાના વર્ગમાં બ્રહ્મ કર્મનો અ-
ભાવ છતાં આપણને શુદ્રવત ગણેછે. આપણો જે પરા
પૂર્વેથી ચાલતો આવેલો વૈદિક ધર્મ મૂકી દીધાથી
આપણી જ્ઞાતિમાં હાલમાંની સ્થિતિનો કેટલોક ફેર-
ફાર થયેલો જણાયછે તે હું લખી શકતો નથી. હવે
કેટલેક ઠેકાણે વેદ પ્રતિપાધ્ય ધર્મનો એકત્રતીઆંસ
રહેલોછે, તે પણ જીર્ણોધ્ધાર નહિ થવાથી ક્ષિણ થતો
જાય છે. તે ઉપર મારા સુજ્ઞ જ્ઞાતિ ગૃહસ્થો નજર
કરશે એવી આશાથી આ લઘુ પુસ્તક મોટું ન થાય

એવી રીતે તાંત્રિક પ્રમાણો શ્રુતીસ્મૃતિ શ્રીમદ્ભગવત ગીતા તથા શ્રીમદ્ભાગવત વિગરેનાં લેઇને એની, યોજના કરીછે. કારણ કે વધારે લંબાવવાથી વાંચનાર સાહેબોને કંટાળો ઉપજે, તેથી એકાગ્રચિત્તે અવલોકન થાય નહિ. હવે આ પુસ્તકમાં કાયસ્થ તથા પ્રભુની ઉત્પત્તિ તથા તેમને દશ સંસ્કારાદિક વૈદિક કર્મનો અધિકારનાં પ્રમાણો, ગોત્ર, શાખા પ્રવરનો ઉચ્ચાર તથા વેદોકત ધર્મવિચાર વર્ણવ્યવસ્થા તથા ત્રણ વર્ણને જનોઇ દેવું તે કાને ને કેટલા વર્ષ સુધી દેવું તે વિષે શ્રુતિ પ્રમાણ બ્રહ્મ ગાયત્રી મંત્ર સહિતાર્થ વિગરે સંક્ષિપ્ત લેઇને આ લઘુ પુસ્તક મારા જ્ઞાતિ ગૃહસ્થોની સેવામાં અર્પણ કરૂંછું. મારી આ કામમાં પહેલ વહેલીજ ફરજ હોવાથી અંદર ઘણે ઠેકાણે મારાથી ચુક થઇ હશે માટે વાંચનાર સદ્ગૃહસ્થોએ રહેમીયતથી સુધારી લેવી. કેટલેક ઠેકાણે સંસ્કૃત શબ્દના અર્થની પૂરી સ્પષ્ટતા કરી નથી કારણ કે હાલમાં વિદ્યાનો વધારો થવાથી ઘણા લોકોને માહીતીછે. કેટલેક ઠેકાણે શ્રુતિની પરીસ્ફૂટતા કરેલી છે. અને બીજા શબ્દોના

અર્થ લખવાની ભાવનામાં કેટલાક આવી ગયાછે. તેથી ૫
મારી જ્ઞાતિના સદગૃહસ્થો તરફથી મને માફી મળશે
એમ આશા રાખી આ લઘુ પુસ્તકની યોજના કરી
છે. આ કામમાં બ્રાહ્મણોની મદદ હોવી જરૂર હતી-
પરંતુ હાલમાં જે બ્રાહ્મણ વર્ગ પૂર્વેના નામે કરી ર,
હેલાછે, તે આ કામમાં મદદ આપવાને બદલે આ-
પણને વેદનો અધિકાર નથી એમ કહેનારા હાલમાં
વિશેષછે. તેથી વેદોક્ત કર્મનો આપણને અધિકારછે,
એ વિષેનાં શ્રુતિનાં પ્રમાણો આપણને એ લોકો આ-
પેજ ક્યાંથી એમ છતાં કેટલાંએક મારા અનુભવમાં.
હતાં તે તથા કેટલાંક શ્રુતિમાંથી કહાડીને આ લઘુ
પુસ્તકની યોજના કરીછે. તે સુજ્ઞ ગૃહસ્થોએ ધ્યાનમાં
લેઇ મારા ગુણ દોશ ઉપર નજર ન કરતાં અનુગ્રહ ક-
રવો એવી સર્વે સદ્‌ગૃહસ્થોને વિનતી પુર્વક મારી
પ્રાર્થનાછે એજ વિનંતી.

પુ. વૃ. બક્ષી.



श्रीगणेशायनमः ॐनमःसिद्धं

# कायस्थ कुलदिपक

## प्रारभ्यते

उ उ
श्रीश्रेणिश्रितंमुन्नतोन्नतपदंसर्व्वर्द्धिसंसेवितं
गन्धर्व्वामरयक्षकिन्नरनरप्रौढापदुच्छेदकृत्

सिन्दूरारुणसिन्धुराननलसद्गौरीसमासादितं

चित्संवित्संदनादिंसर्वगंमहंसन्नोमिकिञ्चिन्महः
वराभयामोदकपात्रदन्तौकरैर्दधानोजलजास-
नस्थःसुरासुरैर्वन्दितपादपद्मो।लम्बोदरस्तत्रसहा-
यकस्तात् येत्रानुरुपाःकिलवक्ष्यमाणागुर्वादि-
सेवाविधयःसमस्ताः कायस्थवंशैर्नहिकेवलन्ते-
किन्तुद्विजाद्यैरपिसाम्विधेयः

ब्रह्मोमाधवमाधवात्मकतनुश्छायाननप्रस्फुरत्
मुग्धाम्भोजमधुव्रतौवशमनस्साक्षीजगत्कर्म्मणः
ध्वान्तग्रस्तसमस्तविष्टपरित्राणो निरस्तश्रम
स्तिग्मांशुर्ज्जगदङ्कुरस्त्रिभुवनस्तुत्योस्तुवःश्रे-
यसे ॥

---

किरीटोज्ज्वलम्वस्त्रभूषाभिरामम्
विचित्रासनासीनामिन्दुप्रभास्यम्
नृणाम्पुण्यपापानिवत्त्रोलिखन्तम्
भजेचित्रगुप्तंसखायांयमस्य ॥

---

પૂર્વે દ્વાપરયુગને વિષે સર્વે રૂષી મંડળે સુત-
પૌરાણીને પ્રશ્ન પુછયો કે ચિત્રગુપ્ત કયા વંશમાં
ઉત્પન્ન થયા તે ચરીત્ર અમને વિસ્તારીને કહો.અ-
મે સાંભળવાને ઘણા આતુર છીએ, એવાં વચન સાં-
ભળીને સુત કહે છે તમે મને જે પ્રશ્ન કર્યો છે તે

લોકને પણ અનુગ્રહ કારક છે; માટે સૌનકાદિક રૂષી-
ઓ તમે એક ચિત્ત કરી સાંભળો. પૂર્વે ભિષ્માચાર્યે
અગસ્તી મુનીને પ્રશ્ન કર્યો હતો કે ચિત્રગુપ્તના મ-
હાત્મનો 'પ્રાદુરભાવ તથા તેમનું ચરિત્ર વિસ્તારીને
મને કહો, ત્યારે તેમણે કહ્યું તે ચરિત્ર હું તમનેકહું
છુ તે સાંભળો.

ભિષ્માચાર્યે કહ્યું કે ચારે વર્ણના આશ્રમ તથા
ધર્મ મેં સાંભળ્યા છે, પરંતુ આ ભુતળને વિષે કાય-
સ્થ જેને કહે છે તે સર્વેમાં મહા બુધ્ધિમાન, તથા
પરાક્રમી, વૈષ્ણવ તથા સુશીળ, સભામાં પ્રતિષ્ટિત
સર્વે શાસ્ત્રને જાણનારા કાવ્યાલંકારાદિ યુક્તીનામા-
હીતગાર આત્મવર્ગનું પોષણ કરનારા તથા વિશેષે
કરી બ્રાહ્મણ વર્ગનું પોષણ કરનાર એવા છે તેમની
ઉત્પત્તિ ક્યાંથી થઇ ને તેમનો આચાર શો તે કોણ
કોના પુત્ર એ વિષે મને સંશય છે તે કૃપા કરીને
દુર કરો.

એ સાંભળીને શ્રી અગસ્તી મુની કહે છે. હે
ગાંગેય, કાયસ્થની ઉત્પત્તિ તમને કહું છું તે સાંભળો,

તમે પૂર્વે સાંભળી પણ નહિ હોય અને સાંભળશો પણ નહિ.

પૂર્વે બ્રહ્મ દેવે સૃષ્ટિ નીર્માણ કરી,ત્યારે મુખથી બ્રાહ્મણ થયા; બાહુથી ક્ષત્રિ થયા; ઉરૂથી વૈશ થયા; પગથી શુદ્ર થયા. સુર્ય, ચંદ્ર ભૂમી, દેવ, પર્વત, સમુદ્ર, નદી. નક્ષત્ર, દિશા, પાતાળ, ભુર્ભૂવાદિક સર્વે એક દીવસમાં ઉત્પન્ન કર્યાં. ભુત, ગ્રહ, પીશાચ, ઉદ્‌ભિજ, આંડજ, સ્વેદજ, જરાયુજા વિગરે ઘણી તરેહથી વિશ્વની ઉત્પત્તિ કરીને તેમને તેમના અધિકાર આપ્યા. પછી દક્ષ પ્રજાપતીને બોલાવીને કહ્યું કે તમે પ્રજા ઉત્પન્ન કરો તેનો સર્વે ભારત મારે માથેછે એવી આજ્ઞા પુત્રને સૃષ્ટિ રચવાની કરીને પોતે જે બ્રહ્મ લોક પિતામહ તે સમાધીયોગને વિષે નિમગ્ન થયા. તે અગીઆર હજાર વર્ષ સુધી તપ કર્યું તેમના શરીરમાંથી શ્યામ કમળના જેવાંછે ચક્ષુ, કબુના સરખી ગ્રીવા, દ્રઢ શરીર તથા ચંદ્રમાના જેવું મુખ, હસ્તને વિષે લેખની ખડીઓ એ રીતે પુરૂશ ઉત્પન્ન થઇને શ્રી બ્રહ્મદેવની સામો ઉભો રહ્યો. તે

ઉત્પન્ન થતાં સમાધી તજીને હે ગાંગેય, બ્રહ્મ દેવે જોયું ત્યારે સામો પુરૂષ જોઇને પગથી તે માથા લગી અવલોકન કર્યું; પછી તેને પુછ્યું કે તું કોણ છે? ને મારી સામો કેમ ઉભો છે? એ રીતે શ્રી બ્રહ્મ દેવનું વચન સાંભળીને તે પુરૂશ કહેછે. હે પ્રભુ હુ તમારા શરીરમાંથી ઉત્પન્ન થયોછું. મારૂં નામ નથી ને મને અધિકાર નથી તે હે ભગવાન, મને કૃપા કરીને આપો. ત્યારે શ્રી બ્રહ્મદેવ કહેછે. તારૂં નામ ચિત્ર ગુપ્તને કાયાથી નીર્માણ થયો તેથી વિખ્યાતે કરી કાયાસ્થ સર્વ લેખક થઇશ. ધર્મા ધર્મનું વિવેચન કરવાસારૂ ધર્મ રાજાના પુરવિષે તારી સ્થિતિ થશે. તું પુત્ર ઉત્પન્ન કરીશ તે ધર્મનું આચર્ણ કરનારા તથા દેવતાના પુજન કરનારા એવા થશે. જે રાજયમાં તે પુત્ર નહિ હોય તો તે રાજ્યનો નાશ થશે. હવે તું અવન્તિ નગરીમાં જઇને તપ કર એ રીતે આશીર્વાદ દઇને શ્રી બ્રહ્મદેવ પોતે સ્વધામમાં પધાર્યા.

પછી ચિત્રગુપ્તે અવન્તિ પુરીમાં આવીને દશ

હજાર વર્ષ પર્યંત દારૂણ તપ કર્યું. ત્યારે અઠાશી શહ-
સ્ત્ર મુની સહિત બ્રહ્મ દેવે આવીને તેને જનોઈ દી-
ધું. ને શુભ આશીશ દઇને ગયા. તે અવન્તિ નગ-
રીમાં એક બ્રાહ્મણ વેદ વેદાંગ પારગ શુશર્મા નામે-
હતો. તે પુત્રને વાસ્તે તપ કરતો છતાં તેને પુત્રી
થઇ; અને પુત્ર થયો નહિ ત્યારે તેણે તે પુત્રી સૂર્ય-
ને અર્પણ કરી પાછો તપનો પ્રારંભ કર્યો, ત્યારે આ-
કાશ વાણી નિચે પ્રમાણે થઇ. હે વીપ્ર ક્ષમા કર,આદી
પુરૂશ જે નારાયણ તેનું ભજન કર ને આ પુત્રી
જેના વંશનો ક્ષય નહિ એવા પુરૂષની સાથે પરણાવ.
પછી કેટલાએક દિવસે શ્રી સદાશીવ પાર્વતી સહ-
વર્તમાન રવી મંડળમાં આવ્યાં. તે વખતે તે પુત્રીને
જોઇને તેનું જન્માદારભ્યવર્તમાન શ્રી સૂર્ય નારાય-
ણને પૂછીને અવન્તિમાં આવ્યા. ત્યાં ચિત્ર ગુપ્તનો
તે પુત્રીની સાથે સૂર્ય નારાયણની સાનીધ્ય વિવાહ
કર્યો. પછી શ્રી સૂર્ય નારાયણનો જેષ્ટ પુત્ર જે શ્રાધ
દેવ મનુ તેની કન્યા નન્દિની નામે હતી. તે શ્રી સૂર્ય
નારાયણે પ્રેમે કરીને ચિત્ર ગુપ્તનો વિવાહ કરીને અ-

ર્પણ કરી તે વખતે સુરરૂપી સહિત શ્રી બ્રહ્મદેવે આવીને શુભ આશીશ આપી. પછી સાવિત્રી સહિત શ્રી બ્રહ્મદેવ તથા શ્રી પાર્વતી સહિત ઇશ્વર સૂરરૂપી વિગરે પોતપોતાને સ્થાનકે ગયા. પછી ચિત્ર ગુપ્તને અવન્તિ પુરીમાં સૂર્યની પૌત્રી નન્દિની થકી ચાર પુત્ર થયા. તેનાં નામ સુગંધર, ભાનું પ્રકાશ, ધર્મ ધ્વજ, રામદયાળ એ રીતે થયા. પછી શુશર્માની પૂત્રી શુભાવતીને આઠ પૂત્ર થયા, તેમનાં નામ શ્યામ સુંદર, સારંગધર ધર્મદત, શુમતી, દામોદર, દીન દયાળ, સદાનંદ, રાઘવરામ. એ રીતે થયા. પછી ગુરૂ એ જનોઇ દેઇને વિદ્યા અધ્યાપન કરાવી ને ગાયત્રી મંત્રોપ્રદેશ કર્યો. પછી નાગકન્યા આણીને દેવો એ તેમનાં લગ્ન તેઓની સાથે કર્યાં. તેમનાં નામ પદ્મની, માળીની, રંભા નર્મદા ભદ્રકાળીની, ભુજંગાક્ષી, પંકગાક્ષી, ગંડકી, કોકીળા, સ્નિગ્ધવેણી, કામકળા, મંજુભાષણી, એ રીતે બારેનાં લગ્ન કર્યાં. પછી મનુ પૂત્રીના જે ચાર પૂત્ર હતા તે ચાર દિશાએ શુભાવતીના જે પૂત્ર આઠ તેમાંથી બબેને જોડે લેઈ ગયા.

પછી જે દેશમાં જેણે નીવાસ કર્યો તે દેશનાં નામ પરત્રે કરીને તેઓના નામ પડયાં તે નિચે પ્રમાણે યુગંધરના માથુર, ભાનુ પ્રકાશના ભટ નાગર, રામદયાળના શકસેન, ધર્મધ્વજના શ્રીવાસ્તવ્ય, એ રીતે મનુ પૂત્રી જે નન્દિની તેના ચાર પૂત્રનો નામાન્તર દેશ પરત્રે કરીને થયો. હવે શુશર્માની પૂત્રીના જે આઠ પૂત્ર હતા તેમનાં નામ દેશપરત્રે થયાં તે શ્યામ સુંદરના સુરધ્વજ, સારંગધરના મૃષ્ટ, ધર્મદતના ગૈડ, સુમતીના નૈગમ, દામોદરના કર્ણ, દીનંદયાળના ઢાન, સદાનંદના કળશ્રેષ્ટ, રાધવરામના વાલ્મીકી, એ રીતે દેશના નામે કરીને નામાન્તર થયો. ધર્મધ્વજને બે પૂત્ર નાગ કન્યા થકી થયા તે દેવદત અને ઘનશ્યામ એ રીતે થયા. ધર્મધ્વજે બીજું લગ્ન સીંધુની પૂત્રી સાથે કર્યું તેનું નામ મનુમતી દેવી કરીને હતું. તેને બે પૂત્ર થયા, તેમનાં નામ ધનવન્તરી તથા સર્વજ્ઞ એ રીતે હતાં. તેમણે શીવની ભક્તિ સારી રીતે કરી. ધર્મધ્વજ બંને પુત્રને લેઇને સમુદ્ર કીનારા પર આવ્યા, ત્યાં સર્વ રૂષી સહવર્તમાન શ્રી બ્રહ્મદેવ આવ્યા,

તથા યમ, ચિત્ર ગુપ્ત સહ આવ્યા. ત્યાં આવીને સુર ગુરૂ જે બૃહસ્પતી તેમણે બંનેને દ્વિજ સંસ્કૃતી કરીને ગાયત્રી ઉપદેશ કર્યો. જે સર્વજ્ઞ કરીને નાનો પુત્ર હતો તેને પુત્રીકા‡ ધર્મ અર્થે સિંધુને સ્વાધિન કર્યો. પછી ચિત્રગુપ્ત વિગરે સર્વે સ્વધામનેવિષે ગયા. પછી મયદાનવની પુત્રી રજનીનું લગ્ન સર્વજ્ઞ સાથે કર્યું. તે વખતે ગંગાદિ નદીઓ, દેવરાજ્ય, સુરગુરૂ વિગરે ને નિમંત્રણ કરી બોલાવ્યા, ધનવન્તરીનો વિવાહ તૃણ* બીંદુની કન્યા અમરાવતી કરીને હતી તેની સાથે કર્યો. પછી શ્રી બ્રહ્મદેવાદિ સર્વે પોત પોતાને સ્થાનકે શુભ આશીશ આપી ગયા. દેવતાઓએ પુષ્પની વૃષ્ટિ કરી. પછી કાળે કરીને ત્રણ બીંદુન જે અમરાવતી તેને સુષેણ કરીને એક પુત્ર થયો. તેને ત્રણ બીંદુએ તથા ધનવંતરીએ યજ્ઞોપવિત સંસ્કાર કરાવી ઘણું દ્રવ્ય ખરચી કર્મ કરાવનાર બ્રાહ્મણોને સંતોષ પમાડયા. ત્રણ બીંદુનો સત્કાર કરીને ધન-

‡ પુત્રીના પુત્રને દત લેવો. * ચોવીશમા દ્વાપરમાં વ્યાસ થઇ ગયા છે.

વન્તરી પોતે પુત્રને લઇને પૌલસ્તી પાસે આવ્યા, અને તેના જન્મનું કથન માંડીને કહ્યું તે સાંભળીને પૌલસ્તી ઘણા ખુશી થયા, ને કહ્યું કે તારો પુત્ર શ્રીરામ કાર્ય કરતો મહા બુધ્ધિમાન થશે. તે સાંભળી ધનવન્તરી પોતાને ઘેર, આનંદ પામી આવ્યા. સુષેણ રાવણની પાસે વૈદશાળાના અધિકારી થયા. આ કથા શ્રી પદ્મ પુરાણના ઉત્તરખંડમાં સુત સૌનક સંવાદમાં શ્રી ચિત્ર ગુપ્ત ઉત્પત્તિ પ્રકાશમાં છે.

ચંદ્રસેની કાયસ્થની ઉત્પત્તિ વિષે આધાર પૂર્વે જમદગ્ની રૂપીના આશ્રમમાં સહસ્ત્રાર્જુને આવીને કામ ધેનુના લોભે કરીને જમદગ્નીનો વધ કર્યો તથા રેણુંકા દેવીને એકવીશ સહસ્ત્રના ઘા કર્યા. તે સમયે રેણુંકાદેવીએ પોતાનો પુત્ર જે પરશુરામ તેનું સ્મર્ણ કર્યું. તેજ વખતે શ્રી વિષ્ણુ અવતાર જે પરશુરામ આશ્રયમાં આવી દાખલ થયા. ત્યારે માતાએ કહ્યું જે ક્ષત્રીઓએ નિરપરાધે તારા પિતાને માર્યા. ને મારી ઉપર એકવીશ ઘા કર્યા; માટે તારે એકવીશ વાર નક્ષત્રિ પૃથ્વી કરવી. તે સાંભળીને પ-

રશુરામજીને ક્રોધ આવ્યો. સહસ્ત્રાર્જુન વિગેરેને મારવા શસ્ત્ર જોઇએ, તેટલાસારૂ દક્ષિણમાં શ્રી રામ તિર્થમાં જઇને અનુષ્ટાન કર્યું. ત્યારે મહાદેવે પાશુપતાદિ શસ્ત્રાસ્ત્ર આપ્યાં તથા ફરશી આપી, અને તું પૃથ્વીમાં અજીંક્ય થઇશ એ પ્રકારનો વર આપ્યો.

પછી પરશુરામે પ્રતિજ્ઞા કરી કે એકવીશ વખત નક્ષત્રિ પૃથ્વી કરીશ, ને ક્ષત્રીના લોહીથી માતપિતાનું તરપણ કરીશ, એવી રીતે પ્રતિજ્ઞા કરીને ભૂ મંડળ ઉપર ગમન કરીને, સહસ્ત્રાર્જુન વિગેરેનો સંહાર કરીને તેના લોહીથી તરપણ કર્યું એ પ્રમાણે પ્રભાસ ખંડના તથા આર્બુદખંડ એમાં સ્કંદ પુરાણ તથા અન્ય ગ્રંથોમાં કથા છે, આગળ ક્ષત્રિ કેટલાક ગગનોદરમાં ગયા, કેટલાક પાતાળમાં ગયા, કેટલાક જટા ધારી થયા, કેટલાક નૃત્યક, નટ, પુજારી વિગેરે યાતિમાં ગયા. કોઇ અરણ્યમાં જઇને અનુષ્ટાન કરવા બેઠા, કોઇમાં બ્રહ્મવેશ થયા ને બ્રહ્મચારી થયા. કોઇ પરીવ્રાજક ( સંન્યાસી ) શાસ્ત્રી થયા. કેટલાએકે વનમાં પ્રવેશ કરી જીવનું રક્ષણ કર્યું. શ્રી દશરથાદિ ક્ષત્રિએ સ્ત્રિ

વેશ ધારણ કરી રહ્યા. જનકાદિક ક્ષત્રિય સાત્વિક વિ-
ષ્ણું ભક્ત સત્વગુણી રાજ કરતા હતા, તેઓએ શર-
ણે જઇને પોતાનું રક્ષણ કર્યું. આગળ ચંદ્રસેન ક્ષત્રિ
એ પરશુરામ જોડે દારૂણ યુદ્ધ કર્યું. તેનો વધ પરશુ
રામજીએ કર્યો. કોટયાવધી ક્ષત્રિઓ સૈન્ય સાથે મા-
ર્યા, ને ક્ષત્રિઓની સ્ત્રીઓના ગર્ભ છેદન કર્યા. તે વ-
ખતે સ્ત્રીઓ પોતપોતાનાં ઘર મુકી કેટલાએક આ-
શ્રયમાં ગઇયો. ચંદ્રસેનની સ્ત્રી પતીવૃતા સુમન્ત રા-
જાની કન્યા તે શ્રી બકદાલભ્ય રૂષી પરમ પવીત્ર શ્રી
વિષ્ણુ ભક્ત તેમના આશ્રમમાં આવી તેને દાલભ્ય-
રૂષીએ અભય વચન આપીને કન્યાવત પાળણ કર્યું
છતાં પરશુરામે જ્ઞાન દ્રષ્ટિએ અવલોકન કર્યું તો તે-
ના પેટમાં ક્ષત્રિય ગર્ભ છે એમ માલમ પડયું. પછી
પોતે દાલભ્યરૂષીના આશ્રમમાં ગયા, ત્યાં તેમણે આદ-
રા તિથ્ય કર્યું. સ્નાન થયા પછી ભોજન વખતે પા-
ત્ર પરિવેષણ થયા પછી જમવા ઉઠતી વખતે રા-
મે રૂષીને પ્રશ્ન કર્યો કે મારે તમારી પાસે માગણું
છે તે વાત રૂષીએ કબુલ કરીને કહ્યું કે મારે પ-

ણુ તમારી પાસે માગણું છે તે રામે કબુલ કર્યું. પછી ભોજન આનંદે કરી કર્યું. તાંબુલ ભક્ષણ કરીને બેઠા ત્યારે રૂષીએ રામને કહ્યું કે આપનું જે માગવું હોય તે આજ્ઞા કરો. ત્યારે રામે કહ્યું જે ચંદ્રસેનની સ્ત્રિ સગર્ભા છે તે તમારા આશ્રયમાં આવી છે તે મને આપો ત્યારે તે રૂષીએ તે સ્ત્રિને બોલાવી, તે સ્ત્રિ ભય ભીત થઇને કંપાયમાન થઇ. તેને રૂષીએ રામને સ્વાધીન કરી. પછી રામ બોલ્યા તમારે જે માગવું હોય તો માગી લ્યો. તે વખતે રૂષી બોલ્યા જે આ સ્ત્રિના પેટમાં ગર્ભ છે તે મને આપો. ત્યારે રામે જવાબ દીધો કે ક્ષત્રિ વધાર્થે જે મે પ્રતિજ્ઞા કરી છે તેનું શું ? ત્યારે રૂષીએ જવાબ આપ્યો કે આ સ્ત્રિને જે ગર્ભ છે તે ક્ષત્રિ દુર્બુદ્ધિ, દુર્વૃત્તિ થનાર નથી, સાત્વિક સત્વ બુદ્ધિ થશે, એમ કહીને રામને શાંન્ત કર્યા. તે વખતે રામે ક્ષાત્ર વિદ્યા બહિસ્કૃત કરીને કાયસ્થ કહેવા એમ આજ્ઞા કરી. ત્યાથી ચંદ્રસેનની ક્ષત્રિય કાયસ્થ કહેવાયા. તે સ્ત્રિને પુત્ર થયો તેનું નામ સોમરાજ પાડ્યું. તેને ચિત્રગુપ્તનો ધર્મનો અધિકાર

આપ્યો. તે વખતથી ચંદ્રસેની ક્ષત્રિ ને કાયસ્થ નામ પ્રાપ્ત થયું. ક્ષાત્ર વિદ્યા બહિસકૃત કર્યા પછી ઉપજીકા સારૂં લેખન વિદ્યા આપી. પછી ચૌલાદિક મુંજી બંધનાદિ સંસ્કાર કર્યા. ગાયત્રી મંત્રોપદેશ દાલભ્ય રૂષિએ કર્યો, ગુરૂત્વ દાલભ્યરૂષીએ કર્યું, તેથી ચંદ્રસેની કાયસ્થનું ગોત્ર દાલભ્ય થયું. બીજા ઉપ નામો તથા ગોત્ર જૂદાં થયાં તેનો વિસ્તાર સંહાદ્રિ ખંડમાં છે.

ક્ષત્રિય વિદ્યા બહિસ્કૃત કરી તેથી બધા ધર્મ ગયા એમ નથી. સોમરાજ મેટો થયા પછી ચિત્રગુપ્તના વંશમાંના કાયસ્થની કન્યા તેને પરણાવી ત્યારથી ચંદ્રસેની કાયસ્થને બ્રહ્મ કાયસ્થનો અધિકાર થયો. ક્ષત્રિઓને પહેલાંથીજ વેદાધિકાર હતો. સોમ રાજને ચાર પુત્ર થયા. તેમનાં નામ વિશ્વનાથ, મહાદેવ, ભાનુપ્રકાશ, લક્ષ્મીધર એ રીતે ચાર પુત્ર હતા. તેમાંનો મોટો પુત્ર જે વિશ્વનાથ તેને પ્રભુવર્ય એ રીતે સર્વેજણ કહેવા લાગ્યા, ત્યારથી ચાંદ્રસેની કાયસ્થની પ્રભુ એવી સંજ્ઞા થઈ. પછી કળીયુગમાં શુદ્ર લોકો

પરભુ કહેવા લાગ્યા. તે પ્રમાણે શ્રીમન્ત નારાયણરાવ પેશ્વા પ્રભુના પુર્ણ હોટા એમની કારકીરદીમાં બ્રાહ્મણ પણ એજ રીતે પ્રભુ કહેવા મંડયા. પરંતુ પેહેલાના જુના કાગળો જોતાં પ્રભુ લખેલું ઘણી જગ્યાએ જોવામાં આવે છે. એ રીતે ચાંદ્રસેની કાયસ્થની ઉત્પત્તિ છે, આ કથા રેણુકા મહાત્મ સ્કંદ પુરાણમાં છે તેમાંની છે.

## चित्रगुप्त कायस्थोने संस्कार करवा विषे.

સર્વે રૂષીઓએ સુત પૌરાણીને પૂછ્યું કે ચિત્ર ગુપ્તના વંશની કથા તમે કહી તે અમે સાંભળી. પણ તેમને સંસ્કાર કેટલા કરવા; તથા તેમનો આચાર-શો? ને તે કઇ વર્ણ! તે અમને વિસ્તારીને કહો. ત્યારે સુત કહે છે ચિત્રગુપ્ત ઉત્પન્ન થયા તેજ વખતે શ્રી બ્રહ્મદેવને પૂછ્યું કે મારી વર્ણ કઇ, ને મારે શું કરવું ત્યારે શ્રી બ્રહ્મદેવ કહે છે કે તું મારી કાયાથી નીર્માણ થયો, તેવી ચિત્ર ગુપ્ત કાયસ્થ મેં તારૂં નામ પાડેલું છે. કાયસ્થ એ પાંચમો વર્ણ છે. તે શુદ્ર ક-

દાપિ પણ થનાર નથી તેને ગર્ભાદાનાદિ દશ સંસ્કાર-
નો અધિકાર છે.

## श्लोक

गर्भाधानंमृतौकार्यंतृतीयेमासिपुंस्त्रिया ।
मासेष्टमेस्यात्सीमंतउत्पतौजातकर्मच ॥
द्वादशोहिनामकृतिःपंचमेमासिनिःक्रमः ।
षष्ठेऽन्नंप्राशनंमासिचूडावर्षेतृतियके ॥
मौंजीवंधःषोडषेद्वेविषेतुपयमोमवेत ।
समंत्रकास्तुसंस्कारासर्वेप्रोक्ताविधानतः॥

અર્થ સ્ત્રિને ૠતુ પ્રાપ્ત થાય, ત્યારે ગર્ભાધાન કરવું. ગર્ભ રહ્યા પછી પાંચમે મહિને પંચમાશીક કરવું. આઠમે માશે શ્રીમન્તક કરવું. પુત્ર અગર પુત્રીનો જન્મ થાય ત્યારે જાત કર્મ કરવું. બારમે દિવસે નામ કૃતિ કરવી. પાંચ મહિનાનો થાય ત્યારે માશિની ક્રમ કરવું. છ મહિનાનો થાય ત્યારે અન્ન

પ્રાસન કરાવવું. ત્રીજે વરશે ચૌલી કર્મ કરાવવું. સોળ વરસની અંદર જનોઇ દેવું. વીશ વરશે લગ્ન કરવું મર્ણ થયાથી મૃત કાર્ય કરવું. એ રીતે દશ સંસ્કાર જન્માદિ મર્ણ પર્યંત કરવાને સંન્નોદેવ્યાદિ મંત્રે કરીને વિધાનેથી કરવા. મૌંજી બંધનમાં ભિક્ષા કળીયુગમાં વર્જ છે. ગુરૂને ઘેર રહીને સ્વાધ્યાયન કરવું, માતૃક પુજા વસોધારાદિક કરવાં, આયુશ તથા શાંતિને અર્થે વેદોક્ત મંત્રનો જપ કરવો, નાન્દિ મુખ શ્રાધ દધી મધ આજ્ય વડે કરવું. સન્નોદેવી ઇત્યાદિ મંત્રે કાર્યને વિષે આવાહન કરવું. દશ બ્રાહ્મણ સારા જોઇને સર્વે કર્મને વિષે ભોજન કરાવવું. દક્ષિણાવિત સાઢ્ય ન કરતાં શક્તિનુસાર આપવી. આ કાયસ્થ સંસ્કાર શ્રી બ્રહ્મદેવે ચિત્ર ગુપ્તને કહ્યો તે સુત સૌનક સંવાદે પ્રગટ થએલો પદ્મ પુરાણના ઉત્તર ખંડમાં છે.

## कायस्थनी कुळदेव्या विषे.

ચાર દિશાને વિષે જે વૈવસ્ત મનુની પુત્રીના

પુત્ર ચાર જે મુની પુત્રીના બએ પુત્ર લેઈને ગયાહતા તેમને ભવાની આરાધન જૂદી જૂદી રીતે થએલું તે. માથુર, સુરધ્વજ, મૃષ્ટ એમને દુર્ગાપુજા, ભટનાગર, વાલ્મીક, ઢાન એઓને જયન્તી પુજા. શકશેન, ગૌડ, કર્ણ, એમને શાકંબરી પુજા શ્રી વાસ્તવ્ય, કળ શ્રેષ્ટને નૈગમ એમને લક્ષ્મી પુજા એ રીતે દેવી આરાધના પ્રથક પ્રથક કરવી એ વિષે શ્રીદત્તાત્રય પુલસ્તી સંવાદે કરીને બ્રહ્મ પુરાણમાં છે.

## कायस्थोनो कुळ धर्म.

કાયસ્થોએ પોતાનો કુળ ધર્મ કયે દિવસે કરવો ને કોનુ પુજન કરવું એ વિષે સૌનકાદિક રૂષીઓએ સુત પુરાણીને પ્રશ્ન કર્યો તે સાંભળી સુત પૌરાણિ કહે છે. સાભળો, પૂર્વે ભિષ્માચાર્યે અગસ્તી મુનીને પૂછ્યું હતું ત્યારે તેમણે કહ્યું હતું તે તમને કહું છું. ભિષ્મ અગસ્તીને પૂછેછે. ચિત્ર ગુપ્તનું પુજન કેમ કરીને કરવું ને કયે દિવસે કરવું તે મને કૃપા કરીને કહો. ત્યારે અગસ્તી કહે છે. ચિત્ર ગુપ્તનું પુ-

જન કાર્તિક માશમાં શુદ પક્ષમાં બીજને દિવસે તથા ચૈત્ર માસમાં શુદ્ધ પક્ષમાં બીજને દિવસે ચિત્રં ગુપ્તનું અર્ચન વિધિએ કરીને કરવું. પ્રથમ સ્નાન કરીને દીપ પ્રગટ કરવા, ચોખાનું અગર ઘઉંનું સ્થંડીલ કરવું. સન્મત્રે કરીને આવાહન કરવું. સુચીર્ભુત થઇ ગંધ પુષ્પહાર ધૂપ દીપ પ્રથક પ્રથક કરવા, નૈવેદને-વાસ્તે ફળ તથા તાંડુલાન્ન, ખાંડ, ઘી, એ ત્રણે બરાબર નાખીને તેનો સાંથવો કરવો અગર મોદિક કરવા અને ખાંડના પાણીથી માટોડીનો કરવડો નવો મંગાવીને ભરવો તે આગળ મૂકીને પ્રાર્થના નિચે મુજબ કરવી.

पुजाकालेतुसद्‌भक्त्याअग्रतोविनीवेदयेत् ।
चित्रगुप्तनमस्तुभ्यंधर्मराजस्यमांत्रिणे ॥
मसीभाजेनरूपेणचरतेचमहितले ।
लेखनीखटिकाहस्तचित्रगुप्तनमोस्तुस्ते ॥
चित्रगुप्तनमस्तुभ्यलेखकाक्षरनायक ।

चित्रगुप्तनमस्तुभ्यंभक्तानांवरदोभव ॥
ब्रह्मांणानिर्मितस्त्वंहिआयुर्बलविशोधने ।
सर्वस्यैवार्थसिद्धयर्थमसिभाजनतेनमः ॥
चंदनैर्धुपदीपश्चनैवेद्यैर्विविधैस्तथा ।
संकल्पपूर्वकैदत्तंचित्रगुप्तनमस्तुते ॥
एवंपुजाप्रकुर्वितलेखकायप्रदक्षिणं ।
कायस्थवंशजातियकुलधर्मनमस्तुतै ॥

એ રીતે પ્રાર્થના કરીને આરતી કરવી. પછી યજ્ઞેનયજ્ઞ મંત્રે પુષ્પાંજલી કરીને નારી કેળવડે વિશેશાર્ઘ્ય આપવો. યથા શક્તીનુંસાર બ્રાહ્મણ, સૌવાસણી, કુવારીકા, બટુક, ભોજનનો સંકલ્પ કરવો, તે થયા પછી દેવતાનું વિસર્જન કરવું. એ રીતે અગસ્ત મુનીએ ભિષ્માચાર્યને કહ્યું સૌનકાદિક ૠષીઓ, મેં તમને કહ્યું. આ કથા શ્રી પદ્મ પુરાણના ઉત્તરખંડમાં પૂવાર્ધમાં છે.

હવે બ્રહ્મ કાયસ્થને કળીયુગમાં ક્ષાત્ર ધર્મનું આચરણ કરવું તેના વિષે પ્રમાણો.

श्लोक.

कृष्णार्च्चनचांद्रिकाञ्चतथातंत्रमहोदधिम् ।
तन्त्रराजन्तन्त्ररत्नम्पिगलातन्त्रमेवच ॥
आचारनिर्णयतन्त्रंसारसङ्ग्रहयामलम् ।
तथानारदीगीन्तञ्चराधातन्त्रस्वरोदयम् ॥
नारदीयम्यञ्चरात्रद्वयंकालोतरन्तथा ॥
कालभैरवमहातन्त्रङ्कृष्णयारलमेवच ।
एतानिसर्वतन्त्राणिसारात्सारम्महेश्वरी।
विज्ञानतन्त्रंमादेशास्सर्वसिद्धिर्नसंश्य ।
इतिवाराहितन्त्रवचनात्.

किञ्चब्रह्मकायसमुद्भतकायस्थोवर्णसंज्ञकः ।
कलौहिक्षत्रियस्तस्यजपयज्ञेषुराजन् ॥
इतिव्योमसंहितायाम्माधवाचार्यधतवचनम्.

ઉપર લખેલાં સર્વ તન્ત્રોમાં વિજ્ઞાન તન્ત્ર શ્રેષ્ટ છે. એ રીતે વારાહિ તન્ત્રનું વચન છે. ચિત્રગુપ્ત વંશજ બ્રહ્મ કાયસ્થની ઉત્પત્તિ વિજ્ઞાન તન્ત્રમાં પણ ઉપર લખ્યા પ્રમાણે છે, તે વિજ્ઞાન તંન્ત્રમાં શિવ પાર્વતી સંવાદમાં છે.

બ્રહ્મ કાયસ્થ ઉત્પન્ન થયા તે કાયસ્થનો વર્ણછે, તે કળીયુગમાં ક્ષત્રિયજ્ય યજ્ઞયાજન કરનારા થશે, એ રીતે વ્યોમ સંહિતામાં માધવાચાર્યનું વચન છે.

॥ શ્લોક ॥

। ब्रह्मोवाच ।

वत्स्तेकिम्मनोदुष्खम्मयितिष्टतिधातरि ।
क्षत्रियाबाहुसम्भूतास्सत्वम्मद्गुह्जोमहान् ॥
भवान्क्षत्रियवर्णश्चसमस्थानसमुद्भवात् ।
कायस्थक्षत्रियक्षातोभवान्भुविविराजते ॥
तद्वंशसम्भवायेवैतेऽपितत्सम्मताङ्गाता ।

तेषांलेखादिवृत्तिश्चक्षत्रियारतपराः ॥

संस्कारादिनिकर्म्माणियानिक्षत्रियजातिषु

तानिसर्वाणिकार्याणिमदाज्ञावशतक्षितौ ॥

उक्त्वाप्रजापतिरिदन्तत्रैवान्तर ।

दधेप्रभुःएवमुक्तश्चित्रगुप्तप्रसन्नहृदयस्तदे ॥

इतिबृहद्ब्रह्मखण्डवचनम्.

અર્થ શ્રી બ્રહ્મદેવ કહે છે હે પૂત્ર, તું દુઃખ શું કરવા કરે છે, હું છતાં તારે ચિંતા કરવી નહિ. ક્ષત્રિ જે બાહુથી થએલા છે, તે મારાથીજ થએલા છે તે પ્રમાણે કાયસ્થ પણ ભૂમીને વિષે ક્ષત્રિય કહેવાશે. તેના વંશના પણ તે પ્રમાણે આચરણ કરશે, તે લેખન વિદ્યા કરીને ક્ષત્રિના ધર્મની વર્ત્તણુંક કરશે. સંસ્કારાદિ કર્મ સર્વે તેઓએ ક્ષિતિપર રહીને મારીઆજ્ઞાથી ક્ષત્રિઓનાં કરવાં એ રીતે આજ્ઞા કરીને પોતે અંતરધ્યાન થયા. આ વચન સાંભળીને ચિત્ર ગુપ્ત પ્રસન્ન હૃદયે થયા. આ વચન બૃહદ્ બ્રહ્મખંડમાં છે.

॥ श्लोक ॥

सृष्ट्यादौषदसत्कर्म्मगुप्तयेप्राणिनाम्विधिः।
क्षणंध्यात्वास्थितस्यसर्वकायाविनिर्गतः ॥
दिव्यरूपपुमान्हस्तेमसीपात्रञ्चलेखनीम् ॥
चित्रगुप्तइतिख्यातोधर्म्मराजसमीपतः ॥
प्राणिनांसदसत्कर्म्मलेख्यायसनियोजितः ।
ब्रह्मणाक्षत्रियज्ञानीदेवाग्न्योर्यज्ञभूकूसदा ॥
नानागोत्राश्चतद्वंश्याकायस्थाभुविसम्मता ।
इतिपद्मपुराणवचनात्.

અર્થ સૃષ્ટિ ઉત્પન્ન કર્યા પછી સર્વ પ્રાણીઓને વિધાએ સત્કર્મ કહ્યાં પછી ક્ષણું વાર સ્થિત થઇને સર્વ કાયાથી થએલો દિવ્ય રૂપ અને ભવ્ય પુરૂષ ખડીઓ તથા લેખની સહિત ચિત્ર ગુપ્ત જે ધર્મરાજાની પાસે છે તેને પ્રાણી માત્રના સદસત્કર્મો લખવા સારૂ નીમ્યા તેની બ્રહ્મક્ષત્રિના યજ્ઞાદિ દેવતા

અને અગ્નિ પુજનાદિક કર્મોનો અધિકાર આપ્યો. તે વંશના કાયસ્થો ભૂમંડળ ઉપર જૂદા જૂદા ગોત્રના છે. આ વચન પદ્મ પુરાણનું છે. તેમનાં ભીન્ન ભીન્ન ગોત્ર શા કારણથી થયાં તે વિષેની પૂર્ણ માહેતી મેળવવી હોય તો તે સૈહ્યાદ્રિખંડમાં છે. તેમાંનાં થોડાં ગોત્ર પ્રવર શાખા સહિત માહિતિ થવા નીચે લખ્યાં છે. તેમાંથી કોઇનું ગોત્ર ભીન્ન આવે તો ભટ્ટો જે દિક્ષિત કૃત પ્રવર શાખા નિર્ણય છે તેમાં જોવું.

જેનું કાશ્યપ ગોત્ર છે તેનો ગોત્રોચ્ચાર નિચે પ્રમાણે થાય છે.

काश्यपगोत्रोत्पन्नोऽहम्कश्यपवत्सारनैध्रुवेतित्रिप्रवरान्वितयजुर्वेदांतर्गतमाध्यंदिनिशाखाध्यायिनम्.

જેનું અત્રિ ગોત્રછે તેનો ગોત્રોચ્ચાર નિચે પ્રમાણે.

अत्रिगोत्रोत्पन्नोऽहम्आत्रेयार्चनानसश्यावाश्वेतित्रीप्रवरान्वितयजुर्वेदांतर्गतमाध्यंदिनिशाखाध्यायिनम्.

જેનું ગોત્ર પૌલસ્ત છે તેનો ગોત્રોચ્ચાર.

पौलस्त्यच्यवनआप्नुवानऔर्वजम दग्नेतिपंच प्रवरान्वित यजुर्वेदांतर्गत माध्यंदिनिशाखाध्यायिनम्.

જેનું ગોત્ર શાંડીલ છે તેનો ગોત્રોચ્ચાર.

शांडिलगोत्रोत्पन्नोऽहम्शांडिलअसितदेवलेति त्रिप्रवरान्वित यजुर्वेदांतर्गत माध्यंदिनिशाखाध्यायिनम्.

જેનું ગોત્ર ભરદ્વાજ છે તેનો ગોત્રોચ્ચાર.

भरद्वाजगोत्रोत्पन्नोऽहम्भरद्वाजआंगिरसबार्हस्पत्येतित्रिप्रवरान्वितयजुर्वेदांतर्गतमाध्यंदिनिशाखाध्यायिनम्.

જેનું ગોત્ર આંગીરસ તેનો ગોત્રોચ્ચાર.

आंगिरसगोत्रोत्पन्नोऽहम्आंगिरसऔतथ्यगौतमेतित्रीपरवरान्वित यजुर्वेदांतर्गतमाध्यंदिनिशाखाध्यायिनम्.

જેનું ગોત્ર વસિષ્ઠ છે તેનો ગોત્રોચ્ચાર.

वसिष्ठगोत्रोत्पन्नोऽहम्वासिष्ठेतिचैक प्रवरान्वितयजुर्वेदांतर्गत माध्यंदिनिशाखाध्यायिनम्.

જેનું ગોત્ર સાંકૃત છે તેનો ગોત્રોચ્ચાર.

सांकृतगोत्रोत्पन्नोऽहम्सांकृतअत्रि-उदालकेतित्रिप्रवरान्वित यजुर्वेदांतर्गत माध्यंदिनिशाखाध्यायिनम्.

જેનું ગોત્ર વત્સ છે તેનો ગોત્રોચ્ચાર.

वत्सानांपंचप्रवराःभार्गवच्यावनआ-प्रवानऔर्वजामदग्नेति.त्रयोवाभार्गवौर्वजा-मदग्नेतित्रिप्रवरान्वितयजुर्वेदां —

એ રીતે સર્વ ગોત્ર તથા પ્રવરનો નિર્ણય ભટ્ટોજી દિક્ષિતે કરેલો છે. તેમાં કયા ગોત્રવાળાએ કયા ગોત્ર વાળાને કન્યા આપવી તે સ્પષ્ટ બતાવેલું છે.

આ ચિત્ર વંશજ બ્રહ્મ કાયસ્થ તથા ચાંદ્રસેની કાયસ્થ તેઓનો ઇતિહાસ પુરાણાંન્તર હોવાથી મને મનને વિષે જરા શંકા ઉત્પન્ન થઇ કે આ ઇતિહાશ પુરણાંતર છે, તેથી વિશ્વાસ રાખવો કે નહિ, પરંતુ એકાગ્ર ચિતે જોતાં પુરાણોની રચના વેદ ઉપરથી થઇ છે, એમ માલમ પડ્યું. તે વિષે મારો વિચાર તેથી કરીને દ્રઢ થયો એ વિષે સર્વ સદ્ગૃસ્થોને નિચે પ્રમાણે નિવેદન કરૂં છું.

## वेदोक्त धर्म विचार.

ધર્મ એટલે નિરાકાર પરમેશ્વર એક છે, એટલે પરમાણું જેવા તેના અનેક ભાગ નથી, ને તેના પરમાણું કીંવા પરમાણુ જન્ય, ભૂગોળ કીંવા સૂર્ય ગોળાદિક અનેક બ્રહ્માંડ ગોળના કીંવા પાણી અથવા પ્રકાશ અથવા વાતાવરણ અથવા જીવના શરીરો ઇત્યાદિકના આકાર નથી તેથી તે નિરાકાર છે. પરમાણું કીંવા પરમાણું જન્ય અનન્ત બ્રહ્મગોળ તથા પાણી તથા પ્રકાશ તથા વાતાવરણ ઈત્યાદિ અનેક પદાર્થો રહેવાને તથા ફરવાને આધાર જે એક પોકળી

છે તે પોકળી પરમેશ્વર નથી તેથી તે સુન્ય નથી તે સુન્ય પોકળીની કીંવા તદાધાર સકળ વિશ્વની જે ઠેકાણે કલ્પનાએ એ અસ્તીત્વ કલ્પી રાખેલું છે, તે તે ઠેકાણે કલ્પના સહિત પોકળીના તથા તદાધાર વિશ્વ-ના અસ્તીત્વના આદિ તથા મધ્યે તથા અન્તે નિરાકા-રનું અસ્તીત્વ કોઈ પણ ઠેકાણામાંથી ઢળતુંજ નથી તેથી નિરાકાર પરમેશ્વર સર્વત્ર પ્રાણી માત્રના દેહમાં અહંસ્ફૂર્ણ કર્તા તથા અહંસ્ફૂર્ણ ધરતા તથા તેનો જાણતા એ ત્રણેના પહેલાંનું મારૂં તથા સર્વેનું નીજ રૂ-પ જે એક જ્ઞાન સ્વરૂપ તે છે. તથા સર્વ કાળ જન્મ મર્ણ ઉપાધી વિરહિત છે તથા તેના નિરાકાર પણા-ના અસ્તીત્વમાં ઉંઘ જેવી શાન્તિ તથા સુખ છતાં જાગૃતી સરખુ તે શાન્તિનું તથા સુખનું જ્ઞાન ઉભ-યતા એક વખતે હોવાનું દ્રષ્ટાંતથી નિરાકાર પરમેશ્વ-રના અસ્તીત્વ સુખ મય છે તેજ અહં પણ ધા-રણ કરનારા જ્ઞાન પહેલાં હું છું એવો અંતઃકર્ણ-માં વિચાર કરીને નિશ્ચય રાખવો એનેજ ધર્મ જા-ણવો. નિરાકાર પરમેશ્વરનો યથાર્થ વિચાર જાણવાનું

જ્ઞાન જેમાં કહેલું છે તેને વેદ કહે છે. વેદ જ્ઞાન લક્ષણે એકજ છે પરંતુ અનેક બ્રહ્માંડમાં તેનાં અનેક નામ છે તેથી વેદ અનન્ત છે એમ કહે છે, તથાપિ જ્ઞાન લક્ષણેથી વેદ એકજ છે. અનન્ત બ્રહ્માંડ ગોળ ઉપર અનેક નામથી વેદ છે તથાપિ આ ભૂગોળ ઉપર એટલે ભૂમંડળ ઉપર જે નામથી વેદ છે તે રૂગ્વેદ, યજુર્વેદ, શામવેદ, તથા અથરવણવેદ એવી રીતે ચાર નામે કરીને છે. તેમાં શામવેદની શાખા એક હજાર છે, રૂગ્વેદની શાખા આઠ છે, તથા યજુર્વેદની શાખા છાશી છે અને અથરવણવેદની શાખા નવ છે, ઇત્યાદિ વર્ણન ચરણવિવ્હ ગ્રંથના ચોથા ખંડમાં છે. વેદના ચાર વિભાગનું તાત્પર્ય એક નિરાકાર પરમેશ્વરનો આપણા અંતઃકરણથી વિચાર કરીને તે અંતઃકરણમાં નિરાકાર પરમેશ્વરની ભક્તિ ઐક્ય ભાવે કરવી એજ છે. ચાર વિભાગે કરીને વેદ હોવાનું કારણ જેમ એકજ સોનુ જૂદી જૂદી જાતના અલંકારે શરીરને શોભા આપે છે તેમજ જ્ઞાન લક્ષણે વેદ એક છતાં વિચાર શક્તિને ચાર નામે જૂદી જૂદી જા-

તની યુક્તી આપવા શોભાયમાન છે. જેમ એક કાન તથા એકજ હાથ તથા એકજ આંખ તથા એકજ હોઠ તથા એકજ પગ હોવાથી શરીરના નિર્વાહનો વિચાર છે. તેમ વેદનો એકજ વિભાગ હોવાથી વિચાર છે જેમ દાબા પગની જરૂર જમણા પગને ને જમણા પગની જરૂર દાબા પગને તેમજ દાબા હાથની ગરજ જમણા હાથને તથા જમણાની દાબા હાથને એ પ્રમાણે રૂધ, યજુ, શામ, અથરવણ એ ચારે વિભાગની પરસ્પર વિભાગને ક્રિયા માર્ગની યુક્તી કીંચીત જૂદી જૂદી તેથી પરસ્પર જરૂર છે. જેમ સર્વે અવયવો મળી શરીર એકજ છે તેમ અનન્ત નામે વેદ છતાં જ્ઞાન લક્ષણે વેદ એકજ છે. જેમ અનન્ત પરમાણું દ્રષ્ટિ એકજ છે તે પ્રમાણે દ્રષ્ટિએ જોતાં વેદ એકજ છે. એનું પ્રમાણ યજુર્વેદ હીરણ્યકેશી શાખામાંના બ્રાહ્મણ ગ્રંથના ત્રીજા અષ્ટકના દશમા અધ્યાયના છેલ્લા અનુવાકમાં છે. **तः्हत्रीनइति** યજુર્વેદમાં અથરવણનાં પ્રમાણો તથા શામ વેદમાં રૂધ શાખાનાં પ્રમાણો એ રીતે પરસ્પર જરૂર છે. વે-

દના કાંડ, કર્મકાંડ, ઉપાસનાકાંડ, જ્ઞાનકાંડ એ રીતે ત્રણ કાંડ છે. કાંડ એટલે જેમ રામાયણમાં સાત કાંડ છે તેનાં નામ બાળકાંડ, અયોધ્યાકાંડ, અરણ્યકાંડ, કીસ્કંધાકાંડ, સુંદરકાંડ, યુધ્ધકાંડ અને ઉત્તરકાંડ, એ રીતે સાત છે. જેમ બાળકાંડમાં રામ અવતાર થઇને સ્વયંવરમાં સીતા વરીને અયોધ્યામાં આવ્યા એ કથા છે. પછી આગળ અયોધ્યાકાંડની કથા છે. તે પ્રમાણેજ વેદના કર્મ, ઉપાસના, જ્ઞાન એ રીતે ત્રણ કાંડ છે તેનો વિચાર છે. એટલે પરમેશ્વર પ્રાપ્તી થવી એવા હેતુ ધારણ કરીને મનુષ્ય માત્રોએ કહેલાં શુદ્ધ કર્મો કરવાં એ જ્યાં સુધી કહેલું છે તે કર્મકાંડ, અને પરમેશ્વર પ્રાપ્તી સારૂ આ પ્રકારનો વિચાર કરવો તથા આ પ્રકારની ધ્યાન ધારણા કરવી એ રીતે જ્યાં સુધી કહેલું છે તે ઉપાસનાકાંડ જાણવો, અને આપણે આપણને દેહાંતિત નિરાકારપણે જોવું એટલે તે અનુભવાંત અહંપણ ધારણ કરનાર જ્ઞાન સહિત સ્વસ્વરૂપને જાણવાનો અજ્ઞાન ભાવ તથા તજ્જન્ય જાગૃત સ્વપ્ન સુશુક્તિ તુર્યાએ અવસ્થા તેનો સાક્

ક્ષીત્વ એ કાંઇજ રહેતું નથી પછી જેમને તેમ તે-મજ નિરાકાર તું છે તને જન્મમર્ણ નથી એ રીતે જ્યાં સુધી કહેલું છે તે જ્ઞાન કાંડ છે. એ રીતે વેદના ત્રણ કાંડ છે. ( કાંડ એટલે પ્રકરણો ) સર્વ ગ્રંથની રચના વેદ ઉપરથી થએલી છે, તેથી સર્વ ગ્રંથ ક-ર્તા વેદઆદિ છે, વેદની રચના થવાને કોઈ ગ્રંથ આદિ નથી તેથી વેદ અનાદિ છે. બ્રહ્મ દેવાદિ રૂષી-ના મુખથી વેદ પ્રગટ થયો તથાપિ જ્ઞાન લક્ષણે તથા અર્થ રૂપે વેદ બ્રહ્માદિ રૂષીના પહેલાં હતા. ,તેજ પ્રગટ થયો તેથી બ્રહ્માદિ રૂષી વેદના આદિ ન-થી, તેથી વેદ અનાદિ છે. વેદ શિખવાનો તથા શિખવવાનો અધિકાર બ્રાહ્મણને છે, પરંતુ બ્રાહ્મ-ણ કોને કહેવા એ વિષે વિચાર એવો છે કે જેની પ્રકૃતિ શુધ્ધ છે અને સત્વ ગુણી છે. તેના સ્વભા-વિક ગુણ તથા કર્મો એવાં હોય છે કે ગીતા અધ્યાય ૧૮ શ્લોક ૪૨ માં કહ્યા પ્રમાણે તેના અંગમાં શમ હોય છે, એટલે તેનું અંતઃકરણ આત્મ જ્ઞાનના યો-ગે કરીને શાંત રહે છે; તથા તેના અંગમાં દમ હો-

ય છે, એટલે તે ઈંદ્રીઓને સ્વાધીન રાખનારો હો-
ય છે; એજ દમનું લક્ષણ છે. તથા તેના અંગે તપ
હોય છે, એટલે તે અષ્ટાંગ યોગ કરનારો હોય છે
એજ તપનું લક્ષણ. અને તેના અંગે શાન્તિ રહે
છે, એટલે તે સર્વ કામમાં ક્ષમા રાખે છે. ને તેના
અંગમાં આર્જવ હોય છે. એટલે તે સારી રીતે વ-
ર્તણુંક કરે છે. ને તેના અંગમાં જ્ઞાન હોય છે. એ-
ટલે તે દેહેમાંનું અહંસ્ફૂર્ણ ધારણ કરનારા જ્ઞાન પૂર્વેના
અસ્તીત્વ એ હું નિરાકાર છું એમ જાણે છે તથા
તેના અંગમાં વિજ્ઞાન હોય છે, એટલે જેવી જાગૃ-
ત સ્વપ્ન, સુશુક્તિ એ ત્રણે અવસ્થા લોકોના અ-
નુભવમાં હોય છે, તે ત્રણે અવસ્થા તેના અનુભવ-
માં છતાં તેણે લોકોને જેની ખબર નથી એવી જે તુ-
ર્યા અવસ્થા જે અનુભવેલી હોય છે એજ વિજ્ઞાન
લક્ષણ છે. એવાં એ નવ કર્મોના અંકુર છતાં **स-
मोनागेमशके** એટલે હાથીથી તે જીણા જીવ સુધી
સર્વેમાં આત્મા સમાન છે, ને સુખ દુઃખ ભોગવવાને
સર્વે બરોબર છે એવો તેને અનુભવ હોય છે તેથી

તે દયાળુ હોય છે. એવાં ઉપર કહેલાં લક્ષણનો જેમ મનુષ્ય દેહધારી હોય તેનેજ બ્રાહ્મણ કહેવો, એવા પ્રકારના જે બ્રાહ્મણ હોય છે તેને વેદ શિખીને શિખવવાનો અધિકાર છે. જો એવાં મનુષ્ય સર્વે હોય તો સર્વેને અધિકાર છે. પરંતુ એવાં સર્વે મનુષ્ય નથી તેથી વેદ શિખવવાનો અધિકાર નથી પણ શિખવાનો છે. કારણ કે તેમની આવી સ્થિતિ નથી ને તેમને વેદ શિખવવાનું ગુરૂપણુ મળે તો તે સ્વકલ્પનાએ કરીને પાખંડ મત કહાડીને લોકોને કુમાર્ગમાં નાખે છે. તેથી બ્રાહ્મણ લક્ષણ જે કહ્યાં તે લક્ષણનો જે નહિ હોય અને તે લક્ષણ અંગમાં આવવાનું બીજ પણ નહિ હોય તો તે બ્રાહ્મણ નહિ, તે ગુરૂ પણ નહિ, તેને વેદ શિખવાનો અધિકાર છે પણ શિખવવાનો નથી. ઉપર કહેલાં જે ઉત્તમ લક્ષણથી જે બ્રાહ્મણ ઠરે તેનેજ વેદ શિખવવાનો અધિકાર છે; એ વેદ નિયમીત રીત બરોબર છે. હવે વેદ શિખવાનો અધિકાર જે મનુષ્યને છે ને શિખવવાનો નથી એવાં જે મનુષ્ય છે તેમના વર્ગ એટલે વર્ણ એ કરેલા

છે. તે એક ક્ષત્રિ અને બીજો વૈશ એવાં બે નામ છે. ક્ષત્રિઓ કોને કહેવા એ વિષે ગીતા અધ્યાય ૧૮ શ્લોક ૪૩માં કહેલું છે એવા આચરણવાળા હોવા જોઇએ. જેના અંગમાં શૌર્ય હોય છે, એટલે નિતિમાર્ગના વર્તવાના કામમાં કોઇએ કોઇને હરકત કરી છતાં તેને શાશન કરવું. અને તેજ એટલે તેનું બુધ્ધિ કોશલ્ય લોકમાં પ્રકાશીત હોય છે તથા ધૃતિ એટલે હરેક કામમાં ધૈર્ય હોવું, તથા દક્ષતા એટલે હરેક કામમાં લક્ષ રાખી તે બરાબર કરવું અપલયન એટલે યુદ્ધમાં કદાપિ નાસવું નહીં ને દાન એટલે જગતને સુખ થવા માટે અનેક કામો કરવાં. ને ઇશ્વર ભાવ એટલે ઇશ્વર નીયમોથી નીમેલી રીતીએ લોકોને નીયમ બાંધી આપી તે પ્રમાણે વર્તણુંક કરાવવી એ પ્રકાર સાત કર્મો સહેજ સ્વભાવિક રહીને અથવા તેના અંકુર રહીને બ્રાહ્મણનાં જે ઉત્તમ લક્ષણ તે અંતર પામી ભાવનામાં રાખે છે તેનેજ ક્ષત્રિય કહેવા, એવા પ્રકારના જે મનુષ્ય છે તેનોજ ક્ષત્રિય વર્ગ જાણવો. તેને વેદ શિખવાનો અધિકારછે

શિખવવાનો નથી. હવે વૈશનાં સહેજ સ્વભાવિક કર્મો ગીતા અધ્યાય ૧૮ શ્લોક ૪૪ પ્રમાણે કૃષી એટલે પૃથ્વિમાંથી હરેક પદાર્થની તથા ધાન્યની ઉત્પત્તિ કરવી એવી મેધા અતિશય હોવી તથા ગોરક્ષ એટલે પુશ્કળ જનાવરોનું પોષણ કરવું. તથા રોજગાર ધંધામાં તેઓ પાસે કામો કરાવવાં એવી મેધા બહુ હોવી અને વાણીજ્ય એટલે સકળ દેશો દેશ ફરવું, અને વ્યવશાય કરવાને માલનો ક્રય વિક્રય કરવો એવી ઇચ્છા ઘણી હોવી એ ત્રણ કર્મો જે જગતને હીત કારક તે તેને ચીંતન કરીને કરે છે તે વૈશ જાણવો એવા પ્રકારના ત્રણ કર્મ સહેજ સ્વભાવિક રહીને અથવા તેનો અંકુર રહિને ક્ષત્રિને વાસ્તે કહેલાં જે ઉત્તમ કર્મો તે અંતરયામી ભાવનામાં રાખે છે તેનેજ વૈશ સમજવા. એવા પ્રકારના જે મનુષ્ય વર્ગ ભૂમંડળ ઉપર છે તેજ વૈશ છે તેને વેદ શીખવાનો અધિકાર છે પણ શિખવવાનો અધિકાર નથી. હવે બ્રાહ્મણ તથા ક્ષત્રિય, તથા વૈશ, એ ત્રણે વર્ગમાં મેળવવા યોગ્ય નથી એવું ગુણ કર્મો ઉપરથી ઠરે છે તથા તેને

શિખવેથી પણ બરાબર સમજ પડતી નથી એવા પ્રકારના પુરૂષોને શુદ્ર કહેવા. આ ભૂમંડળ ઉપર એવો શુદ્ર વર્ગ થોડી સંખ્યાનો છે. તે ગુણ કર્મ પ્રમાણે જે ઉપર કહેલા બ્રાહ્મણ વર્ગ તેને વેદ શિખવવાનો અધિકારછે એવી વેદ શિખનારની તથા શિખવનારની વ્યવસ્થા છે. એ વ્યવસ્થા પ્રમાણે વર્તણુંક થાય તો જગતની સ્થિતિ બરાબર રહે ને વ્યવસ્થા છોડીને વર્તવાથી જગતમાં અનેક મત ઉત્પન્ન થઇને વેદ પ્રતિપાદ ધર્મનો લોપ થાય છે વાસ્તે એ વર્ણવ્યવસ્થા ચાલુ કરવાની જગ્યાઓ જેવી પ્રાચીન કાળમાં હતી તેવી હોવી જોઇએ. અને જ્યાં સુધી વર્ણવ્યવસ્થાપ્રથમ થએલી તે પ્રમાણે પુનઃથનાર નથી ત્યાં સુધી માબાપનો ચાલી આવેલો જે વર્ગ તેજ તેની પ્રજાનો વર્ણ ઓળખવો. ને તે પ્રમાણે આપણને વર્તણુંક કરવાની વાડા બંધાયાથી જરૂર થએલી છે.અસલથી વર્ણવ્યવસ્થા થએલી તે વિશે પ્રમાણો નિચે પ્રમાણે શ્રીમદ્ ભગવત ગીતાનું પ્રમાણ વર્ણવ્યવસ્થા વિષેનું અધ્યાય ૪ શ્લોક ૧૩

चातुर्वर्ण्यंमयासृष्टंगुणकर्मविभागशः
तस्यकर्त्तारमपिमांविद्ध्यकर्त्तारमव्ययम्
गीता अध्याय १८ श्लोक ४२
शमोदमस्तपःशौचंक्षांतिरार्जवमेवच
ज्ञानविज्ञानमास्तिक्यंब्रह्मकर्मस्वभावजम्
गीता अध्याय १८ श्लोक ४३.
शौर्यंतेजोधृतिर्दाक्ष्यंयुध्धेचाप्यपलायनम्।
दानमीश्वरभावश्चक्षात्रकमस्वभावजम् ॥
गीता अध्याय १८ श्लोक ४४-
कृषिगोरक्ष्यवाणिज्यंवैशकर्मस्वभावजम्
'परिचर्यात्मकम्कर्मशुद्रस्यापिस्वभावजम्॥

આના અર્થ પાછળ લખવામાં આવ્યાછે.

હવે જે પોતાનો વર્ણ વિભાગે આવ્યો તેજ ધ-ર્મનું આચરણ કરવું. બીજાનો ધર્મ આચરણ ક-રવાથી દુઃખકારક થાયછે તે વિષે પ્રમાણ ગીતા અ-ધ્યાય ત્રીજો શ્લોક ૩૫ માં.

**श्रेयान्स्वधर्मोविगुणःपरधर्मात्स्वनुष्टितात्**
**स्वधर्मेनिधनंश्रेयःपरधर्मोभयावः॥**

અર્થ જે વ્યવસ્થાએ વેદોક્ત ધર્મ સ્વવિભાગે આવ્યો તેજ આચરણ કર્યાથી તર્ણો પાય છે. અન્ય વર્ણનો વેદોક્ત ધર્મ ક્રિયા માર્ગ અન્ય વર્ણને શ્રમદાયક થઇને પતન્ને કારણછે.

ગીતા અધ્યાય ૧૮ શ્લોક ૪૬.

**यतःप्रवृत्तिभूतानांयेनसर्वमिदंततम्**
**स्वकर्मणातमभ्यर्चसिद्धिंविंदतिमानवः॥**

અર્થ પોતાના ગુણ કર્મવિભાગોનો જે વર્ણ તેને વેદોક્ત જે કર્મો કહેલાં છે. તે ઇશ્વર ઉપર લક્ષ રાખીને કર્યા છતાં ઈશ્વરનું સન્માન કરવા બરાબર પ્રાણીને લાભ થાયછે.

**स्मृति—जन्मनाजायतेशूद्रःसंस्काराद्विज उच्यतेवेदाध्ययनतोविप्रोब्रह्मजानातिब्रह्मण.**

અર્થ સંસ્કારથી ધિજ થઇને વેદાધ્યયને વિ-

પ્ર કરીને જે બ્રાહ્મ જ્ઞાની તે બ્રાહ્મણ.

વર્ણ, સંસ્કાર તથા વેદાધ્યયન એ ત્રણે વિરહિત છતાં જે બ્રહ્મ જ્ઞાની થાયછે તેને બ્રાહ્મણ નહિ કહેતાં ગીતા અધ્યાય ૯ શ્લોક ૩૦ પ્રમાણે **साधुरेवसमतव्यं** એ પ્રમાણથી સાધુ માનવા.

બ્રાહ્મણ શ્રેષ્ટ કેમ એ વિષેનું પ્રમાણ યજુર્વેદમાં હિરણ્યકેશી શાખાની સંહિતા પાંચમીના અષ્ટકના બીજા અધ્યાયના સાતમા અનુવાકમાંનું પ્રમાણ.

**श्रुति.**

**ब्रह्मजिज्ञानमित्याहतस्मात्ब्राह्मणोमुख्यः मुख्योभवतियएवंवेदब्रह्मवादिनोवदन्ति ॥**

એવું છે ને શ્રીમદ્‌ભાગવત એકાદશ સ્કંધમાં અધ્યાય ૧૭ મો શ્લોક નવમાંથી તે ચઉદમા સુધી વર્ણ વ્યવસ્થાછે. ને પુરૂષ શુશકતની બારમી રિચામાં વર્ણ વ્યવસ્થાછે પણ એક વાકયતાથી બરાબર અર્થ સમજવો જોઇએ. એકંદર આ ભૂગોળ ઉપરના સર્વે મનુષ્યોની ગીતા અધ્યાય ૪ શ્લોક ૧૩ માં **चातुर्वर्ण्यंमयसृष्टं** પ્રમાણે વર્ણ સમજવી. તેમાંથી

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ એ ત્રણ વર્ણ વેદ શિખવાને અધિકારી છે પરંતુ વેદ શીખીને શીખવવાનો અધિકાર ફક્ત બ્રાહ્મણનેજ છે. ક્ષત્રિ તથા વૈશ એમને વેદ શિખવવાનો અધિકાર નથી. એનું કારણ તેઓના ગુણ કર્મો ગુરૂત્વની પદ્વિ આપવાને યોગ્ય નથી, ને તેમને વેદ શિખવવાનું ગુરૂત્વ મળે તો તે હુકુમ ચલાવીને મતવાદી થાય વાસ્તે ક્ષત્રિય તથા વૈશ એમણે તરણો પાય જેટલું વેદાધ્યન કરવું. બીજાને શિખવવા સારૂ બધા વેદ ગોખવાની તેમને જરૂર નથી. તે કામ ગુણ કર્મ વિભાગે જે બ્રાહ્મણ તેણે કરવું, ને વેદાર્થ સમજવા, વેદ અને શાસ્ત્ર એનું અધ્યયન કરવું.

શુદ્ર એટલે ત્રણ વર્ણના ગુણ કર્મો જે મનુષ્યમાં હોતા નથી તે મુઢ સ્વતઃજ્ઞાન નહિ છતાં કહ્યાથી પણ સમજતો નથી એવો જે ત્રણે વર્ણની સંતતીના મનુષ્યો ઉત્પન્ન થાયછે તેનો જે બાંધેલો વર્ગ તેજ શૂદ્ર વર્ગ જાણવો.

એ રીતે વર્ણવ્યવસ્થા પૂર્વેથી કરી મૂકેલીછે તે

પ્રમાણે વર્તણુક કરવી, ને શુદ્રને હમેશાં પુરાતન ઈતીહાસોની વાતો શિખવીને ઇશ્વર ભક્તિનો માર્ગ બતાવવો. એજ રીતે સ્ત્રિઓની વ્યવસ્થા કરવી, એટલે સર્વ પ્રાણી સુખી થશે. વેદમાં કહેલા ધર્મને વેદપ્રતિપાદ્ય અથવા વેદોક્ત અથવા વૈદિક ધર્મ કહેછે. વેદ પ્રતિપાદ્ય ધર્મનું શિક્ષણ આપવાસારૂ કરેલી જે રીતી તે રીતીનાં પુસ્તકો તેજ શાસ્ત્ર છે. તેનાં નામ જોતિષ્ય શાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, પૂર્વમીમાસ એટલે કર્મ કેમ કરવાં એ'પ્રકરણનું શાસ્ત્ર ને ન્યાયશાસ્ત્ર એટલે વિચાર કરવાનું માર્ગ દર્શક, ને યોગશાસ્ત્ર શાન્તિસાધનાર્થ, ને ઉત્તરમિમાસ એટલે વેદાંન્ત શાસ્ત્ર એની સહેજ સ્થિતિ મનમાં ઉતરવી ને શંસય જવો એવું, એ રીતે છ શાસ્ત્રછે, તથા બીજાં ઉપશાસ્ત્રો પુસ્કળછે. વેદ પ્રતિપાદ ધર્મનું શિક્ષણ જેના મનમાં બરાબર ઉતર્યું તે તથા જેના મનમાં નહિ ઉતર્યું તેણે વર્તણુંક શીરીતે કરી, તથા તેઓએ એક બીજાને ઉપદેશ શી રીતે કર્યો ને તેમનાં સામર્થ કેવાં હતાં, ને તેમની ગતી શી થઈ ઇત્યાદિ પુરાતન અને-

ક યુગાદિ સર્વ હકીકત દ્વાપર યુગને અંતે વ્યાસ, ૠ-ષી, તથા તેમના શિષ્યો એ લખી રાખી છે. તથા કૃતત્રેતાયુગમાં વાલ્મિક, માર્કંડાદિકોએ લખી રાખીછે તેમાં શૃંગાર, વીર, કરૂણા, અદભુત, હાસ્ય, ભયાનક, બીભત્સ, રૌદ્ર એ આઠ તથા નિરાકાર પરમેશ્વર પ્રાપ્તીનો શાન્તિરસ વિગરેની સારી યોજના કરીછે, ને ચાતુર્યાયર્થ લાક્ષણીક કથાઓ અતીશયછે, ને નીતિ પણ બહુ બતાવેલીછે. ઇત્યાદિ જે પુરાતન ગ્રંથ કથાઓનાછે તેનેજ પુરાણ કહેવાં. પુરાણ એટલે પુરાતન કથાઓ છે તે પુરાણ અરાડ છે. તેનાં નામ વિષે શ્લોક.

**ब्रह्माभोरुहविप्णुवायुभगवत्संज्ञन्ततः**
**नारदमार्कंडेयमथाग्निदैवतमितिप्रोक्तं**
**भविष्योत्तरंतस्मात्ब्रह्मविवृत्तसंज्ञमुदितं**
**स्कांदंवराहंतथालैंगंवामनमत्सकूर्मगरुड**
**ब्रह्मांडमष्टादश**

બ્રહ્મપુરાણ, શીવપુરાણ, વિષ્ણુપુરાણ, વાયુપુ-

રાણ, માર્કંડપુરાણ, દેવીભાગવત, નારદપુરાણ, અગ્નિપુરાણ, ભવિષ્યોત્તર પુરાણ, બ્રહ્મવિવર્ત પુરાણ, સ્કંદ પુરાણ, વરાહ પુરાણ, લીંગપુરાણ, વામનપુરાણ, મત્સપુરાણ, કૂર્મપુરાણ, ગરૂડપુરાણ, બ્રહ્માંડપુરાણ, એ રીતે અરાડપુરાણ છે, તથા શ્રીમદ્ભાગવત, તથા મહાભારત, તથા અનેક રામાયણો તથા ઉપ પુરાણો પુશ્કળછે. શ્રુતિ એટલે વેદ ને સ્મૃતિ એટલે શ્લોક રચના જેવાં વચનો જેમાં આજ્ઞા આપેલાંછે, તેજ સ્મૃતિ એ રીતે વેદની વ્યવસ્થાની રીતીછે.

ક્ષત્રિય અને વૈશ એ બે વર્ણને વેદ શિખવાનો અધિકારછે તથા વેદોક્તકર્મો કરવાનો અધિકારછે તે વિષેનું પ્રમાણ યજુર્વેદમાંની આપસ્તંભશાખામાં બ્રાહ્મણ કરીને જે ગ્રંથછે તે ગ્રંથમાંના પહેલા અષ્ટકના પહેલા અધ્યાયના બીજા અનુવાકમાં છે.

**શ્રુતિ**

**वसंताब्राह्मणोग्निमादधितवसंतो वैब्राह्मणस्यर्तुःस्वएवैनमृतावाधाया**

ब्रह्मवर्चसीभवतिग्रीष्मेराजन्य
आदधीताग्रीष्मोवैराजन्यस्यर्तुः
स्वएवैनमृतावाधायाइंद्रियावीभवति
शरदीवैटाआदधीताशरद्वैवैश्यस्यर्तुः
स्वएवैनमृतावाधाया

એ પ્રમાણે વેદોકત કર્મ ત્રણ વર્ણોને છે, ને શુદ્ર વર્ણ એટલે ત્રણ વર્ણમાં મેળવવા યોગ્ય નથી એવા તે મુર્ખ મનુષ્યોનો વર્ગછે તે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ, એ ત્રણ વર્ણને વેદનો અધિકાર છે ને એ વર્ણો વેદથી યુકતછે તે વિષેનું પ્રમાણ બ્રાહ્મણ ગ્રંથના ત્રતીય ષ્ટકમાંનો અધ્યાય બારમો અનુવાક અધ્યાયના અંતેનો.

श्रुति

ऋग्भ्योजातंवैश्यवर्णमाहुः
यजुर्वेदंक्षत्रियस्याहुर्योनिम्
सामवेदोब्राह्मणानांप्रसूतिः
पूर्वेपूर्वेभ्योवचएतदूचुः

એ પ્રમાણ ઉપરથી આશ્રુતિને અનુસરીને ક્ષત્રિય તથા વૈશ એ વર્ણના મનુષ્યોને વેદ શિખવાનો તથા અગ્નિ પુજા વિગરે કરવાનો અધિકાર નિઃસંશય છે. તેથી આ શ્રુતિ ઉપર લક્ષ રાખી ચાલવું. એ પ્રમાણે વેદમાં અધિકાર વિષે પ્રમાણની શ્રુતિઓઘણીછે

જનોઇ દેવાં તે ત્રણ વર્ણને કેટલા વરસ સુધી દેવાં ને તે શી રીતે દેવાંએ વિષેનું પ્રમાણ રૂગ્વેદ આશ્વલાઅન શાખામાંનું ગ્રહ્ય સુત્ર અધ્યાય પહેલોખંડ અરાડમાં મુંજી બંધનનો પ્રકાર.

## શ્રુતિ

अष्टमेबर्षेंब्राह्मणमुपनयेत्गर्भाष्टमे

चकादशेक्षत्रियंद्वादशेवैशंआषोडशा

दूब्राह्मणस्यानतीतःकालआव्दा

विंशात्क्षत्रियस्यचतुर्विंद्वश्यस्य ॥

એ પ્રમાણે ત્રણે વર્ણ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ, એઓને જનોઇ દેવાનો તથા વેદ શિખવાનોઅધિકાર નિઃશંસય છે એમ સમજવું. ઉપલી શ્રુતિનો

અર્થ એવો છે કે આઠ વરશે બ્રાહ્મણે જનોઇ દેવું, ક્ષત્રિઓએ અગીઆર વરશે દેવું વૈશે બારમે વરશે દેવું. હવે બ્રાહ્મણને સોળ વરશ સુધી ઉપવીતકાળ છે ને ક્ષત્રિને બાવીશ વરસ સુધી છે તથા વૈશને ચોવીશ વરસ લગી ઉપવીતકાળ છે. એનું કારણ મૌંજીબંધન વગરનો પ્રાણી ગાયત્રીમંત્રાદિનો અધિકારી થતોનથી જે જનોઇ દીધા વગરનો મનુષ્ય જો ઉત્તમ વર્ગનો હોય તથાપિ શૂદ્રવત સમજવો. તેને ઉપર લખેલી ત્રણ વર્ણની સેવા કરી ઉદર નિર્વાહ કરવો એટલોજ અધિકાર છે એ વિષે શ્રુતિ, સ્મૃતિ, ગીતા, ભાગવત વિગરેમાં સ્પષ્ટ કહેલું છે તે ઉપર લક્ષ રાખીવર્તવું

નિરાકાર પરમેશ્વર વિષેનો ગાયત્રીમંત્રમૌંજીબંધનમાં બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે તે.

**तत्सवितुर्वरण्यंभर्गोदेवस्यधीमहिधियो योनःप्रचोदयात्**

એ રીતે છે તેનો ભાવાર્થ ચોવીશ અક્ષરનાં પદો દશ છે તે પદો એકત્ર થઇને નિરાકાર પરબ્રહ્મ વિશેનો ગાયત્રીમંત્ર થાએ છે ॥तत्॥ **सवितुः ॥वरेण्यं॥**

**भर्गः॥देवस्य॥धीमहि॥धियतायः॥नःप्रचोदयात्॥**
આ મંત્રના અન્વય ઉપરથી અર્થ એવોછે કે ॥તત॥
એટલે નિરાકાર ॥ભર્ગઃ॥ એટલે પોકળી સહિત જ-
ગતની જે શામતા, તે શામતા વીરહિત નિરાકાર
એવા જ્ઞાનના પ્રકાશથી પ્રકાશમાન ॥**वरेण्यं**॥ એટલે
જે શ્રેષ્ટ વર્ણનીય ઉત્તમછે, સવિતુઃ એટલે તેના જ્ઞાન
રૂપ પ્રકાશની ઉત્તપતિ, અહંપણુ ધારણ કરનારા જ્ઞાન
રૂપી વૃતીમાં થઈ છતાં વૃતીજ નથી એમ થાય છે
**देवस्य**॥ એટલે એવા તે નિરાકાર દેવને ॥**धमिहि**॥
એટલે હુમારા અહંપણુ ધારણુ કરનારા જ્ઞાનરૂપી
વૃતિમાં સ્મર્ણુ કરછું ॥**धियः**॥ એટલે તે સારૂ મારા
અહંપણુ ધારણુ કરનારા ધ્યાન રૂપી વૃત્તિને ॥**यः**॥
એટલે તે નિરાકાર જ્ઞાનરૂપી એકજ દેવ સર્વ ઠેકાણે
નિરાકાર નહિ હાલનારા અસ્તીત્વએ ભરેલો છે.॥**नः**॥
એટલે પોતાના સત્ય જ્ઞાન સ્વરૂપે ॥**प्रचोदयात्**॥
એટલે મારૂં અહંપણુ ધારણુ કરનારૂ જ્ઞાન, તથા
તે જ્ઞાનની વૃત્તિ પોતાના નિરાકાર અસ્તીત્વના જ્ઞાન-

થી એવી થાઓ કે, હું નથી, પરંતુ નિરાકાર દેવ જે સર્વત્ર એક ભરેલો છે તેનુંજ ધ્યાન કરવું, એટલે તારણ થશે. એવી ભાવનાએ લગાવીને અહંપણ ધારણ કરનારી મારી જ્ઞાનવૃત્તિ નથી એમ કરી તે નિરાકાર સ્વરૂપને ઠેકાણે અહંપણ ધારણ કરનારા જ્ઞાન પૂર્વેનો જે મારો અનન્ય ભાવ એટલે એક્યભાવ છે તે મારો મને આપો. એવો આ મૌજી બંધનમાં જે ગાયત્રીમંત્રનો એટલે બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કરે છે તેનો અર્થ છે. આ ઉપદેશના અર્થ પ્રમાણે દ્રઢતા થવી જોઈએ. વાસ્તે વેદોક્ત સર્વે કર્મો, કર્મકાંડ પ્રમાણે કરવા કહેલાં છે; તે સૂર્યમંડળ મનોમય ચીંતન કરીને, અથવા અગ્નિની જ્વાળા મનોમય ચિંતન કરીને તે જ્વાળાઓમાં અથવા મંડળમાં અવતારોના ધ્યાન વેદોક્ત ઉપાસના કાંડ પ્રમાણે કરવા કહેલું છે; એને ઉપનિશદ્ ભાગ પ્રમાણે વેદાંતનું શ્રવણ, મનન, નિજધ્યાસ, અને યોગભ્યાસ ઇત્યાદિ વેદોક્ત જ્ઞાનકાંડ પ્રમાણે આચરણ કરવા કહેલું છે. ઈત્યાદિ ત્રીકાંડમાં કહેલું છે તે પ્રમાણે આચરણ કરવું; કારણ કે

કોઇ પણ વાત આચરણ કર્યા વગર નથી, વાસ્તે કહેલી રીત પ્રમાણે આચરણ કરવાં એટલે પ્રાપ્તિનો વિભાગ મળે છે. પરંતુ મંત્ર ગુરૂ મુખ થવો જોઇએ તે વિષે પ્રમાણ,

## श्लोक.

पुस्तकाल्लिखितोमंत्रोयेनसुंदरिजाप्यते
नतस्यजायतेसिद्धिर्हानिरेवपदेपदे ॥
तस्मात्सर्वप्रयत्नेनगुरुणादीक्षितोभवेत्
अदीक्षितस्तुमरणेरौरवनरकंव्रजेत् ॥
॥ इति कुलार्णवे. ॥

અર્થ.—પુસ્તકમાં લખેલા મંત્રનો જે જપ કરે છે તેની સિદ્ધિ થતી નથી. અને ઉલટી ડગલે ડગલે હાની થાય છે. વાસ્તે જેમ બને તેમ પ્રયત્ન કરીને ગુરૂ દીક્ષા લેવી, કારણ કે ગુરૂ દિક્ષા લીધાં સિવાયનો માણસ અંતે મર્ણ થાય છે ત્યારે રૈરવ નરકમાં પડે છે.

સ્ત્રિઓને દિક્ષા લેવી નહિ અને પતીની રજા સિવાય વ્રત કરવું નહિ. તે વિષે પ્રમાણ.

## श्लोक.

नास्तिस्त्रीणांपृथक्यज्ञोनव्रत्तंनाप्युपोपितम्
पतिशुश्रूषतेयातुतेनस्वर्गेमहीयते
पत्यौजीवतियायोपित्तुपवासव्रतंचरेत्
आयुःसाहरतेभर्त्तुनरकंचैवगच्छति
इति विष्णुस्मृतौ पंचविंशेध्याये

અર્થ—સ્ત્રિઓએ જૂદો યજ્ઞ, વ્રત અથવા ઉપવાસના કરવો ન જોઇએ. ફક્ત પતિની સેવાથીજ તે સ્વર્ગમાં જાય છે. પતી જીવતા છતાં જે સ્ત્રી અપવાસ અગર વ્રત કરે તો તેથી કરીને તે તેના પતીનો આવરદા ઘટાડે છે અને પતી સહિત નરકમાં પડે છે.

મારા સુજ્ઞ જ્ઞાતિ ગૃહસ્થોને તથા દેશ બાંધવોને પ્રાર્થના પૂર્વક વિનંતી કરવાની કે આપણામાં પૂર્વેની સ્થિતિનો ને હાલમાંની વર્તણુકનો ઘણો ફેરફાર થએલો છે, તેમાંથી કેટલોએક સુધારો થયો છે. પરંતુ સ્વધર્મ વિષે કંઇપણ ફેરફાર ન થતાં ઉલટો ઘટાડો થતો જાય છે. એ વિષે સુજ્ઞ ગૃહસ્થોએ અવ-

સ્થ નજર રાખવી જોઇએ. તથા તે વિષે હમેશ ભાપણ આપી સ્વધર્મનો વધારો કરવો જોઇએ. બાળલગ્ન વિગરે જે ચાલ અવિચારને લીધે આપણા વર્ગમાં તથા અન્યવર્ગમાં પ્રવેશ થવાથી જ્ઞાન, શક્તિ, આયુષ, બળ, વીર્ય ઈત્યાદિનો નાશ કર્તા થઈ પડેલો છે. કારણ કે આઠ વરસની કન્યાને ચાળીશ અથવા પચાશ વરશનો વર, ને દશ વરસની કન્યાને આઠ વરસનો વર એ રીતે વિવાહ થવાનો પ્રસંગ ઘણે ઠેકાણે જોવામાં આવે છે. એવા બનાવ બનીને પછી તેના અલ્પવીર્યથી પ્રજા ઉત્પન્ન થઇને આયુષ હીન થાય છે. એટલુંજ નહિ પણ પરમેશ્વરના બાંધેલા નીયમને દોશ લગાવી જન્મનું સાર્થક નહિ થતાં બિચારી અબળા જે સ્ત્રિ તેને દુ:ખમાં નાખી પોતે સ્વર્ગ સુખ ભોગવવાસારૂ જાય છે. તેનાં માતા, પીતા, સાસુ સસરો ઇત્યાદિનો પણ આ ભવ જીવન મૃત્ય પ્રમાણે કરે છે. એવા એ બનાવ આપણા ઉત્તમ વર્ગમાં બાળલગ્નથી તથા પુનર્વિવાહની યોજના નહિ હોવાથી બને છે. તે વિષે કોઇ પણ ધ્યાનમાં લેતાજ નથી,

ને બિચારી અબળાઓને અતીશય દુઃખદાયક રીતો પૂર્વેથી નહિ છતાં સુમારે અગીઆરસે વરસ ઉપર મુસલમાની રાજ્યના જુલમને લીધે આપણા ભરતખંડમાં વાડા બંધાઇ ગયા તેનું કારણ દશ કે પંદર ગાઉ કોઇને જવું હોય તો સ્વર્ગ જેટલું થઇ પડતું એટલુંજ નહિ પણ ગામ બહાર કોઈ નીકળે તો તેને લૂટી લેઈ ગાર મારી દંડ લેઇ છોડતા એવી વ્યવસ્થાનેલીધે લોકો જે ગામમાં રહ્યા ત્યાંજ પોતાનો વ્યવહાર ચલાવ્યો તેથી વાડા બંધાઇ ગયા. આ હિંદુસ્તાનમાં બ્રહ્મકાયસ્થો તથા ગુજરાતમાંના કાયસ્થો એ સર્વેનું મૂળ જોતાં એકજ છે તેમજ ગુજરાતમાંના ગુર્જરબ્રાહ્મણો એ સર્વેનાં મુળ જોતાં એકજ છે તે સર્વે એકત્ર થઇ એક વિચારથી વર્તણુંક કરશે ત્યારેજ સુખી થશે અસલના વખતમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ. શૂદ્ર એ રીતે ચાંર વિભાગ ગણાતા હતા તેમાં ફેરફાર થઇને તેઓમાંથી કેટલાએક વિભાગ વાડા બંધાયાથીવધા પડેલા છે. તેમજ આપણા બ્રહ્મકાયસ્થનું મુળ જોતાં સર્વે એક છે, પરંતુ દેશપરત્ત્વે કરીને એક બીજામાં

ભીન્નત્વ આવેલું છે. એમ સ્પષ્ટ પુરાતન ઈતિહાસો ઉપરથી માલમ પડી આવે છે; માટે હે સુજ્ઞ ગૃહસ્થો બ્રહ્મકાયસ્થો, હે બ્રાહ્મણો, હે વૈસ્યો, સાવધ થાઓ. સાવધ થાઓ, આપણા ઉપર આવતી દુર્દશાનો બંદોબસ્ત કરો. જુઓ, આપણા પૂર્વજોએ સત્યયુગમાં કેવાં પરાક્રમ કર્યાં. તે વિષે લક્ષ રાખો કે તેઓએ સાર્વજનીક કામો કેવાં કર્યાં. ભગીરથ રાજાએ ભાગીરથીઆણી, ગૌતમ રૂષીએ ગંગા ગોદાવરી આણી તેમણે પોતાના પિતૃઓનો ઓદ્ધાર કરીને કોટયાન કોટી બાંધવોના પિતૃઓનો પણ ઓદ્ધાર કર્યો તથા કરે છે, તેમના ઉદ્યોગ તરફ જુઓ, આપસ્વારથી લોકોનાં કાપટય જોઇ ભુલશો નહિ. પૂર્વજોની માફક ભગીરથ પ્રયત્ન કરો, અને ઉદ્યોગ, સ્વધર્મ વિગરે ઘણાં એક કામો સ્વાર્થનાં તથા પરમારથનાં કાર્યસાધીને લૌકીક સંપાદન કરો. હે દેશ બાંધવો, જગત (સૃષ્ટિ) પરમેશ્વરે ઉત્પન્ન કરી તે વખતે પ્રજાસતાક રાજ્ય હતું. લાખો વર્ષ પર્યંત પ્રજાએ સ્વતંત્રા ભોગવી. પછી મત ભેદ ઉત્પન્ન થઇને આપશ આપશમાં કલહ ઉત્પન્ન થયા;

તેથી પ્રજાએ પરમેશ્વરની પ્રાર્થના કરી, ત્યારે પરમેશ્વરે પ્રજામાંથી એક રાજા સ્થાપીને તેને રાજ્ય નિતિ કરી આપી. તે વખતે પર્વતોને પાંખો હતી તેમજ ઘોડાને પણ હતી. તેથી તે પરસ્પર આણીગમથી પેલીગમ ઉડીને યુદ્ધ કરતા. થાકીને પર્વત જે ઠેકાણે પડે. ત્યાં પ્રજાનો નાશ થતો તેથી પ્રજા વધારે વૃદ્ધિ પામતી નહિ. વાવેતર જમીન થોડી હતી, ચોતરફથી પર્વત હતા. ઘોડા ઉપર આરોહણ કરીને ચાલ્યા એટલે તેણે ગમે ત્યાં ઉડીને લેઇ જવા તેથી કરીને પ્રજાને ઇજા થઈ તે બહુ દુઃખી થતી. તે દુઃખ નિવારણાર્થે ભરથરાજાએ પર્વત તથા ઘોડાની પાંખો તોડી નાખી અને પર્વત ફોડીને જમીન તૈયાર કરી. હાલ જે પર્વત છે તે રાખવાનું કારણ સમુદ્રનો વેગ સહન કરવાને થોડો ભાગ રાખ્યો. બીજા કેટલાએક મેઘધુતને વિશ્રાંતી લેવાસારૂ રાખ્યા, તે ઉપર તે અદ્યાપિ વિશ્રાંતી લે છે. અશ્વની પાંખો ઉખેડી નાખી તેની નીશાની આદ્યાપિ ઘોડાની જાંઘની અંદરની બાજુમાંછે. સમુદ્રને બહુ ગર્વ થયો તેથી અગસ્તી રૂષીએ આચ-

મન કર્યું. ત્યારે તેમાંના જીવ જંતુ મરશે એમ જા-
ણીને લઘુશંકાવાટે પુનર્પીછોડી દીધો, ત્યારથી ખારો
થયો. જુઓ, ત્રેતાયુગમાં રાવણ રાજાએ પોતાનો
સ્વદેશ મુકી, સમુદ્ર ઉલંઘન કરી, હિંદુસ્તાન ઉપર
સ્વારી કરીને રૂષીઓપર ટૅક્ષ બેસાડયો, તે એવો કે
પ્રત્યેકના શરીરને બાણની અણી ભોકીને એક એ-
ક લોહીનું ટીપુ લેવું. એવા પ્રકારનાં અનેક જુલમી
કામો કર્યાં. ત્યારે પરમેશ્વરની આરાધના પ્રજા એક
રીતેથી ક્ષત્રિયકુળમાં શ્રી રામચંદ્ર રાજાનો અવતાર થયો.
તે રાજાની પત્ની રાવણ રાજાએ ચોરી લઈ જઇ
કેદમાં રાખી. તેથી રામરાજાએ વાંદરાઓ પાસે સા-
ગરના પાણી ઉપર પૂલ બંધાવી રસ્તો તૈયાર કરીને
રાવણની રાજ્યધાનીમાં જઇને તેની સાથે યુદ્ધ કરી કો-
ટયાવધી રાક્ષસ મારીને રાવણ કુંભકર્ણનો વધ કરીને
તેના બંધુ સુનીતીમાન વિભીક્ષણને ત્યાંનું રાજ આપી
પ્રજાને સુખી કરી.

દ્વાપરયુગમાં કૈંસાસુરે પ્રજાને અતિશય દુ:ખ
દઇને પોતાના આપ્ત વર્ગને બંધીખાનામાં નાખ્યા

બાળહત્યાઓ કરી તેથી શ્રીકૃષ્ણ રાજાનો અવતાર થયો અને તેણે કૌંસાસુર, વક્રદત, શીશુપાળાદિ દુષ્ટોનો વધ કર્યો. બાર ગામનો અગ્નિ પ્રાશન કરી પર્વત અંગુલીપર ધારણ કરી પ્રજાનું રક્ષણ કર્યું. આ પાછલા બે દ્રષ્ટાંત ઉપરથી નકી થાયછે કે જ્યારે પૃથ્વી ઉપર ઘણો અધર્મ, પાપ, અને દુષ્ટ કર્મો વધી પડે ત્યારે શ્રી પરમાત્મા પોતે ધર્મની સ્થાપના વિગરે કરવા દરેક યુગે જન્મ લેછે તે વિષે ભગવદ્ ગીતાના ચોથા અધ્યાયના સાતમા આઠમા શ્લોકનું પ્રમાણ.

**परित्राणायसाधूनांविनाशायचदुष्कृतां**
**धर्मसंस्थापनार्थायसंभवामियुगेयुगे**

અર્થ—સાધુનું રક્ષણ કરવાને, દુષ્ટનો નાશ કરવાને ને ધર્મની સ્થાપના કરવાને હું પ્રત્યેક યુગને વિષે જન્મ લઉછું.

વળી અર્જુનરાજાએ સ્વર્ગ સુધી બાણનો સ્વેતુ ક્ષણમાં બાંધી, તે ઉપરથી પોતાના બંધુ ભીમસેનને સ્વર્ગમાં ઇંદ્રની પાસે મોકલી ઐરાવત હાથી મંગાવી ને માતુશ્રીની ઇચ્છા પૂર્ણ કરી, એટલુંજ નહિ પણ

સમુદ્રના પાણી ઉપરથી ઘોડા શુદ્ધાંત રથ લેઈ જઇને બકદાલભ્યઋષીને મળીને પાછલા સર્વ ઈતિહાસની માહીતી કરી લીધી. કળીયુગમાં આશરે બેહજાર વરસ ઉપર વિક્રમરાજા શક કરતો સુનિતિમાન થયો કે જેનો શક હજુ સુધી ચાલે છે. તે રાજાએ દીવ્ય પાદુકા (પાવડી) સ્વપરાક્રમે તૈયાર કરી હતી. પ્રજાને કોઈએ ત્રાસ દીધાની ખબર સાંભળી કે તુરત તે પાદુકા ઉપર આરોહણ કરી હજારો ગાઉ જઈને તેનો પરાભવ કરી પ્રજાનું રક્ષણ કરતો. માટે હે સજનો, સ્વધર્મ, સ્વદેશાભિમાન તરફ લક્ષ રાખો. આપણો જે વખત ફુરસદનો મળે તે વખત વ્યર્થ ન જવા દેતાં સ્વાર્થ તથા પરમાર્થ તરફ તેની યોજના કરો. વ્યર્થ અભિમાનને લીધે જ્ઞાતી વરા વિગરેમાં દ્રવ્ય નહિ છતાં કરજ કહાડી અગર સ્થાવર જંગમ મીલકત ગીર્વી મૂકી યશ મેળવવાસારૂ ખર્ચ ન કરો. જુવો; જ્યારે આપણે ત્યાં કંઇ ખર્ચ આવે ત્યારે સર્વે જણ જમીને સારૂ કર્યું, વાહવા, શાબાશ છે એમ કહે છે, અને પછીથી આપણને નિર્ધનતા પ્રાપ્ત થઈ કે

તેજ લોકો નિંદા કરવા પ્રવર્તક થાય છે. પછીથી કન્યા આપવા વિષે પણુ તે લોકો વિચાર કરેછે કે એને ત્યાં શું સુખી થવાની છે. વાસ્તે આજના વખતમાં જેણે પૈસો મેળવ્યો તેજ કુળવાન ગણાય છે પછી તેની વર્તણુંક ગમે તેવી હોય તો હરકત નહિ. ખરૂં કન્યાદાનનું પુણ્ય જોતાં જે બીચારાને કન્યા નહિ મળતી હોય તો તેને અવષ્ય આપવી એ સારૂં છે, જો તે નિર્ધન હોય તો તેના સ્વર્ગના મનુષ્યોએ તેને પોતાની સ્વશક્તિનુસાર મદદ કરવી. કહેવત છે કે "દશકી લકડી એકકા બોજ." જો સર્વ મળી તેને મદદ કરે તો તે સર્વેનો ઉપકાર યાવત જન્મ ભૂલે નહિ, ને પોતાના વંર્ગમાં કોઇ પણ નિરધન રહે નહિ. માટે જ્ઞાતીમાં ખર્ચ કરવાને બદલે આ રીતે વ્યવસ્થા થાય તો સર્વે પ્રાણી સુખી થાય ને બીચરા પોતપોતાના સ્વજ્ઞાતિ ગૃહસ્થોને ઉદર નિર્વાહાને કરવાનો ધંધો કરવો પડે નહિ. જુઓ પરમેશ્વરે દ્રવ્ય ખરચવા સારૂ આપ્યું, તથાપિ નિતિ પ્રમાણે થાય તોજ તેમાં મહત્વ છે. જે દ્રવ્ય આપણે કમાવું તેમાંથી નીમે ભાગ

કુટુંબ પોષણાર્થે ખરચ કરવો નીમે રહ્યું તેમાંથી ચાર વિભાગ કરવા તેમાંનાં એક વિભાગ ધર્મની બાબતમાં ખરચ કરવો, ને એક સાર્વજનિક કામગાં ખરચ કરવો તથા એક સ્વાત્માસુખાર્થે ખરચવો, ને એક સર્વ જ્ઞાતિમાં ખરચ કરવો. એ પ્રમાણે વર્તણુંક બનતા સુધી થાય તો સર્વ દેશબાંધવો હમેશ સુખી થાય. વાસ્તે હે સર્વ મિત્રો, જુઓ, આ ભૂમંડળ ઉપર આપણે જન્મ લીધો, તેમાં ગુણ કર્મ ઉપરથી વરણા વર્ણનો વિચાર થયો, તેમાં ચાર વર્ણો કરી. તેમાંથી મતાભિમાનને લીધે અઢાર વર્ણો થઈ, તેમાં વળી કેટલાક ભેદ થતા જાય છે. તે વિષે કેટલાએક ગ્રંથકારો બીચારા કહેતા તથા લખતા થાકી ગયા છે; પરંતુ બાળલગ્ન વિગરે ચાલ બંધ થતા નથી, અને વર્ણાવર્ણ વિષે કંઈ પણ વિચાર થતો નથી. તેનું કારણ કે સર્વે એક વિચાર કરીને યોજના કરે તો થાય, જેમ જ્ઞાતિમાં જમવા બેસે છે તે ઠેકાણે રસ્તામાં ખાળકુંડી વિગરે ગંદી જગ્યા હોય તોપણ તેનો કાંઇ અંદેશો ન લેતાં સર્વ બેસેછે, પરંતુ સ્વધર્મની કીંવા પરોપકારી બા-

બતમાં તથા નઠારા ચાલ કહાડી નાખવા, ને સુધારો કરવા વિષે સ્વજ્ઞાતિમાં કોઇનો વિચાર કોઇને મળતો આવે એમ બનતુંજ નથી તેથી કરીને બિચારી અબળાઓ આ કહેવત પ્રમાણે પાપડી ભરતી યેળ બફાઇ જાય છે. માટે હે સુજ્ઞ ગૃહસ્થો, તમે સર્વે પોતપોતાના વર્ગમાં સારા સુજ્ઞ ગૃહસ્થોને પંચ નીમીને પૃથ્વીપર થતી બાળ હત્યાઓ અટકાવો, અને બિચારી અબળાઓનો આશીર્વાદ ગ્રહણ કરો. જ્ઞાતિમાં પંચ ઠરાવવા તેનો ત્રીજે વરશે ફેરફાર કરવો. નહિ તો તે પોતપોતાનાં તડ બાંધી બેસે છે તેથી સર્વ વર્ગમાં કુસંપ થઇને હાની થાય છે. જુઓ પૂર્વેથી વૃદ્ધોએ જે રસ્તા બાંધેલા છે, તે કાંઇ સઘળા બરાબર છે એમ નથી. કેટલેક ઠેકાણે ભૂલ પણ થયેલી હશે, વાસ્તે તે આપણને માલમ પડે તો સુધારવી, તેને તેમજ રહેવા દેવી નહિ. જુઓ, બિચારી અબળાઓને પતિ સારો જોઈ, સમાન કુલીન, તથા નિરોગી, વિદ્વાન, શરીરે દ્રઢ વિગરે શાસ્ત્રની અંદર કહેલી રીતી પ્રમાણે હોવો જોઇએ, તેને બદલે સાઠ વર્ષનો ડોસો જેની ઉપર જ-

રાએ પોતાનો અમલ કરીને ક્ષયની ચોકી બેસાડેલી હોય એવાને આપે એટલે તે બિચારી પર્ણુતાંજ રાંડી, એમ સમજે એવી રીત કરી બેસાડીછે. વળી વિધવા થયાથી તેનું મસ્તક મુંડન કરાવવું એપણ ચાલ કેવો સર્વ ઉતમ વર્ગમાં ભૂલ ભરેલો છે, જે લોકોએ એ ચાલ પૂર્વેથી પાડયો હશે, તેમણે એ વિષે કંઇજ મહત્વ મેળવ્યું નથી. જેમ પુરૂષનું મુંડન પુરૂષે કરવું, તેમ સ્ત્રીઓનું મુંડન નાપીકની સ્ત્રિઓએ કરવું એમ હોતતો કંઇપણ જરા પથરા કરતાં ઈંટ કુળી એમ કહેવાત. બીજું ગામડાંમાં કોઇ મરી જાયતો તેને ઘેર આપણે જઇને તેનું સમાધાન કરવું. તેને બદલે બીચારા પોતાના સગાંઓને એકઠાં કરી આ ગામથી પરગામ ધૂળ ફાકતાં લઇ જઇને તેને કલેશ કરાવવો તથા આપણે કરવા એ કેવી ચાલછે! માટે સર્વે ઉત્તમ વર્ગના ગૃહસ્થોએ એવા ગેર વ્યાજબી ચાલ બંધ કરાવવા વિષે કોશીશ કરવી જોઇએ એટલું વિનંતી પૂર્વક માગણુંછે, ઉપર લખેલી વાત કોઇ સદ્‌ગૃહસ્થની ધ્યાનમાં ન આવેતો તેવણ સાહેબે મને રહેમીયતથી માફી આ-

પવી જોઇએ. મારી અલ્પબુદ્ધિનેલીધે અંદર વિષેશ ચુક આવેલી હશેજ તે વિષે વારંવાર પ્રાર્થના પૂર્વક સર્વ જ્ઞાતિગૃહસ્થો તથા દેશ બાંધવો તરફ મારૂં માગણુંછે તે સર્વ મહેરબાનોએ ક્ષીદવીને હાંસલ કરવું જોઇએ, એવી આશાછે. કારણકે મેં કંઇદ્દેશ બુદ્ધિથી આ યોજના કરી નથી ફકત મારા વિચાર અલ્પબુદ્ધિથી જણાવ્યાછે. મારૂંનામ પુરશોતમછે ને હું જ્ઞાતનો વાલ્મીક કાયસ્થછું મારૂં ગોત્ર વસીષ્ઠછે.

**गोत्रोच्चारं वसिष्ठगोत्रोत्पन्नोऽहम्‌वासिष्ठेतिचैकप्रवरान्वितयजुर्वेदांतर्गतमाध्यंदिनी शाखाध्यायिनम् ॥**

એ પ્રમાણે અમારી અસલની અટક દરૂ હતી, મારા વૃદ્ધો અસલ સુરત અઠાવિશીમાં તાપી કીનારે શહેર માંડવી કરીને સ્વસ્થાન હતું તે હાલ ખાલસા થએલુંછે ત્યાં રહેલા હતા. તેમનું નામ દરૂ નથુભાઇ કરીને હતું તેમને બે પુત્ર હતા તેઓનાં નામ નરશીદાસ તથા વણારસીદાસ એ નામે હતા. તથા એક ભાઈ હતો

તેનું નામ કહાનદાસ કરીને હતું. એક પીત્રાઇ ભાઇ તેમનું નામ પુરશોતમદાસ કરીને હતું. તેમણે સ્વસ્થાન રાજપીપળાના રાજાજીનેત્યાં મુકામ નાંદોદમાં બક્ષીગીરી કરી. તથા ઉપર લખેલા કહાનદાસ દરૂ કરીને હતા તેમના વંસજો હાલ નાંદોદમાંછે તે દરૂ વહાનું વતન અદ્યાપિ અમારૂં ચાલુ છે તેનો વહીવટ ગોવિંદદાસ તેમના પુત્ર દરૂ અમૃતલાલજી કરેછે. નથુભાઇ દરૂના ઉપર બતાવેલા પુત્ર નરસીદાસ તથા વણારસીદાસ તેમાં નરસીદાસના મોહનલાલ તથા તેના ઇશ્વરલાલ હાલ સુરત અઠાવીશીમાં સરભોણ કરી ગામછે ત્યાંછે તથા વણારસીદાસના પુત્ર પરભુદાસ એમણે સ્વસ્થાન રાજપીપળાના મહારાણા શ્રી નારસંગજીની વખતમાં બક્ષીગીરી સંપાદન કરી તેથી કરીને અમારી અટક બક્ષી ચાલુથઈ. તેમના ભાઇ શીવલાલ કરીને હતા તેમની પણ અટક બક્ષી કહેવાઇ. તેમના વંસજો હાલ નાંદોદમાંછે પરભુદાસ બક્ષીને મહારાણા વેરીસાલાજી રાજ્યાધિકારી થયા ત્યારે તેમણે રજા આપી પછી તેઓ વડોદરે આવ્યા. ત્યારે બ્રીટીશ સરકારે તેમને આશરો આપી રાજાજી કને કુટુંબ પોષણાર્થે નીમનુક તથા તેમનું આપેલું ગામ વંશપરંપરા કાયમ રખાવી પરભુદાસના પુત્ર મારા પિતા વૃજલાલ એમને બ્રીટીશ

સરકાર તરફથી બાંહેધરી મળી નીગતુકનો ઠરાવ કર્યો, તેમણે વડોદરામાં વાસ કર્યો ને હાલ ફોદવી પણ વડોદરા માં છે એરીતે મારી કુલ હકીકત ज्ञातिना સદ્ ગૃહ. સ્થોને વિદિત થવાસારૂ સંક્ષિપ્તે રાતે લખી જણાવી છે એજ વિનંતી;

પુરાતનઈતિહાસ પુરાણમાં, રહ્યોહતો જે ગુપ્ત,
શોજ્વલ દીપ પ્રકાશથી, તથા કર્યો પ્રદિપ્ત.
મતી અલ્પ અતિ ગાહરી, વૃથા બુદ્ધિ જાણ,
જનસુજ્ઞમગજ્ઞાતિનાતરફથી, લાભલેવા નિર્વાણ.
લઘુપુસ્તકનીમેકરી યોજના, બહુ કરી મન વિચાર,
ક્ષિતાપરગ્રંથકારોયેબહુરચ્યા, નામાંકીત પુસ્તકો સાર.
વિદ્વતા વિશેશ મુજમાં નથી, નહિ જ્ઞાન સંસ્કૃત,
યથા મતિએ કર્યું ભાશાંતર, સમય જોઇ પ્રાકૃત.
હિંમત રાખી સુજ્ઞ દેશીજનો, તમે થાઓ તૈયાર,
વાંચીભાષણઅલ્પબુદ્ધિતણું, ચહો સુધારો સાર.
નારીતણુંદુ:ખટાળોસર્વેમળી, રહો સંપી સજ્જન,
સાહ્ય કરશે પ્રભુ જગત કર્તા, હેતે કરી તદન.
બોલજે રૂપિ પરશાર તણા, નિરધાર માનો સર્વ,
સેહેજે બાળલગ્ન નિષેધ કરો, વાત તજીને ગર્વ.
માનો કહ્યું સત્ય વદે તણું, સપ્રમાણછે જેહ,
લા'ણાલ્યોસંસારનાસર્વેમળી, મગ્નદીલ રહિતેહ.

समाप्त.